# સ્વર્ણિમ પંથ

(વ્યક્તિત્વ વિકાસ માટેની ૬૦ વૈદિક સૂક્તિઓની વ્યાખ્યા)

સ્વામી જગદીશ્વરાનંદ



પ્રકાશક

ચરોતર પ્રદેશ આર્યસમાજ - આણંદ

# સ્વર્ણિમ પંથ

(વ્યક્તિત્વ વિકાસ માટેની ૬૦ વૈદિક સૂક્તિઓની વ્યાખ્યા)


**સ્વામી જગદીશ્વરાનંદ સરસ્વતી**

અનુવાદક–સંપાદક

**ભાવેશ મેરજા**



**પ્રકાશક**

## ચરોતર પ્રદેશ આર્યસમાજ

સ્ટેશન રોડ, આણંદ – ૩૮૦૦૧

ફોન: (૦૨૬૯૨) ૨૪૪૧૯૧

---

**મુખ્ય વિતરક : આર્યસમાજ, નવાડેરા, ભરૂચ–૩૯૨૦૦૧**

- સ્વામી શ્રી જગદીશ્વરાનંદ રચિત મૂળ હિંદી પુસ્તક 'સ્વર્ણ પથ'નો ગુજરાતી અનુવાદ
- 'સ્વર્ણિમ પંથ' (વ્યક્તિત્વ વિકાસ માટેનાં ૬૦ વૈદિક સૂક્તિઓની વ્યાખ્યા)
- ગુજરાતી આવૃત્તિ : ચોથી – શ્રાવણ ૨૦૬૯, ઓગસ્ટ ૨૦૧૩, ૬૦૦૦ પ્રત
- પ્રકાશક : ચરોતર પ્રદેશ આર્યસમાજ, સ્ટેશન રોડ, આણંદ – ૩૮૮૦૦૧
- મુખ્ય વિતરક : આર્યસમાજ, નવાડેરા, ભરૂચ–૩૯૨૦૦૧
- મુદ્રક : ક્રિસ્ટલ ફોર્મ્સ લિમિટેડ, અંકલેશ્વર
- કિંમત : રૂ. ૧૨/–

# : પ્રાપ્તિસ્થાન :

૧. શ્રી જગદીશ ઠક્કર, શ્રી આર્ય સેવા સંસ્થા, ધનબાઈના ડેલામાં, ગો.હી. ઠક્કર માર્ગ, જામનગર
૨. વેદામૃત, દૃષ્ટિ સાહિત્ય પ્રચાર કેન્દ્ર, ફતેસિંહ આર્ય અનાથાશ્રમ, કારેલીબાગ, વડોદરા
૩. આર્યસમાજ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ
૪. આર્યસમાજ, સૌજપુર બોઘા, અમદાવાદ
૫. આર્યસમાજ, ઝંડા ચોક પાસે, ગાંધીધામ (કચ્છ)
૬. આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, હાથીખાના, રાજકોટ
૭. ચરોતર પ્રદેશ આર્યસમાજ, સ્ટેશન રોડ, આણંદ
૮. આર્યસમાજ, લખધીરવાસ, મોરબી, જિ. રાજકોટ
૯. આર્યસમાજ, ત્રણ હાટડી, ટંકારા, જિ. રાજકોટ
૧૦. આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, પોરબંદર
૧૧. આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, જામનગર
૧૨. આર્યસમાજ, દાતાર રોડ, જૂનાગઢ
૧૩. આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, ધ્રાંગધ્રા
૧૪. આર્યસમાજ, સોની ફળિયા, સુરત
૧૫. આર્યસમાજ, અડાજણ, બી–૩ શ્રીકૃપા ફ્લેટ્સ, છત્રપતિ શિવાજી માર્ગ, અડાજણ, સુરત
૧૬. આર્યસમાજ, ૨૨–વિશ્રામબાગ કોલોની, મકરપુરા રોડ, વડોદરા
૧૭. આર્યસમાજ, સોનીવાડ, પાટણ
૧૮. આર્યસમાજ, વિસાવદર, જિ. જૂનાગઢ
૧૯. આર્યસમાજ, સોનીવાડ, પાટણ
૨૦. આર્યસમાજ, સેક્ટર–૨૪, ગાંધીનગર
૨૧. આર્યસમાજ, મામા કોઠા રોડ, ભાવનગર

# ભૂમિકા

બાળકો દેશનું સ્મિત છે, દેશની અણમોલ સંપત્તિ છે. આજનાં બાળકો જ દેશનાં ભાવિ નેતાઓ અને નિર્માતાઓ છે. પરંતુ દુઃખ એ વાતનું છે કે આજે આપણાં બાળકોના નિર્માણ તરફ કોઈનું ધ્યાન નથી.

બાળકોના ત્રણ ગુરુ છે : માતા, પિતા અને આચાર્ય. પરંતુ આજે આ ત્રણેય ગુરુઓ પોતાની ફરજ ઠીક રીતે બજાવતા નથી. આજે ટીવી, રેડિયો, સમાચારપત્રો અને સમગ્ર વાતાવરણ બાળકોને બગાડી રહ્યું છે. સુધારણા એક જ રીતે શક્ય છે : માતા, પિતા અને આચાર્યો પોતાનાં બાળકો તથા વિદ્યાર્થીઓમાં રુચિ દાખવે, તેમની પ્રવૃત્તિઓ પર ધ્યાન આપે, અને તેમના હાથમાં ઉત્તમ સાહિત્ય આપે કે જેથી બાળકોનું ખરું જીવન–ઘડતર થઈ શકે.

બજારમાં આજકાલ ઉત્તમ બાળ સાહિત્યની ભારે કમી વર્તાય છે. આ કમીનો અનુભવ કરી અમે થોડુંક બાળ સાહિત્ય લખવાનો પ્રયાસ કર્યો છે. 'કુછ કરો કુછ બનો', 'વિદ્યાર્થિયોં કી દિનચર્યા' અને 'બ્રહ્મચર્ય–ગૌરવ' વગેરે પુસ્તકો આ કમીને દૂર કરવાની દિશામાં એક કદમ છે.

આજ સુધીમાં આ 'સ્વર્ણિમ પંથ' પુસ્તકની પણ અનેક આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે. આથી મને માત્ર આશા જ નહિ, બલ્કે પૂર્ણ વિશ્વાસ છે કે સમાજનાં બુદ્ધિમાન માતા, પિતા, આચાર્યો, શિક્ષકો તથા વિદ્યાર્થીઓ આ પુસ્તકને જરૂર અપનાવશે.

**– સ્વામી જગદીશ્વરાનંદ સરસ્વતી**

'વેદ સદન'
એચ ૧/૨, મોડેલ ટાઉન,
દિલ્હી – ૧૧૦૦૦૯

# અનુક્રમણિકા

# ૧. શ્રદ્ધા

## श्रद्धया विन्दते वसु। – ઋ. ૧૦.૧૫૧.૪

(श्रद्धया) શ્રદ્ધાથી (वसु) ધન (विन्दते) પ્રાપ્ત થાય છે.

શ્રદ્ધાનો અર્થ થાય છે : શ્રત્ + ધા, એટલે કે સત્યમાં ધારણા. બીજા શબ્દોમાં શ્રદ્ધાનો અર્થ થાય છે : ઈશ્વર અને વેદાદિ શ્રેષ્ઠ શાસ્ત્રોમાં વિશ્વાસ. શ્રદ્ધાથી ધન પ્રાપ્ત થાય છે, જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને ઈશ્વર પ્રાપ્ત થાય છે.

ઉન્નતિનાં ત્રણ પગથિયાં છે : શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ. શ્રદ્ધાથી બધું જ સંભવ થઈ શકે છે, વિશ્વાસ કઠિન કાર્યને સરળ બનાવી દે છે, અને પ્રેમ તો સરળને સરળતમ બનાવી દે છે. જે આ ત્રણેય સદ્‌ગુણોનો અભ્યાસ કરે છે, તેનો માર્ગ અવરોધો અને કષ્ટોથી મુક્ત થઈ જાય છે. શ્રદ્ધાવાન વ્યક્તિને પોતાનાં બધાં જ કાર્યોમાં સફળતા મળે છે.

જ્યારે આપણી શ્રદ્ધા દૃઢ થઈ જાય છે ત્યારે તે કલ્યાણકારી માતાની જેમ આપણું રક્ષણ કરે છે. આચાર્ય કુમારિલ ભટ્ટનું જીવન આ માટે એક પ્રત્યક્ષ પ્રમાણ પૂરું પાડે છે. જે સમયે કુમારિલ ભટ્ટનો જન્મ થયો હતો ત્યારે વૈદિક ધર્મની મજાક ઉડાવવામાં આવતી હતી. પરંતુ કુમારિલ ભટ્ટે વૈદિક ધર્મનું મંડન અને જૈન તથા બૌદ્ધ મતોનું ખંડન કરવાનો નિશ્ચય કર્યો. જૈન તથા બૌદ્ધ મતના ગ્રંથોનો અભ્યાસ કરવા માટે તેમણે બૌદ્ધ મતમાં દીક્ષા લીધી અને તેમના ગ્રંથો ભણવા લાગ્યા. એક દિવસ તેમના ગુરુજીએ વેદોની તીવ્ર નિંદા કરી. એ સાંભળીને કુમારિલની આંખોમાં આંસુ આવી ગયાં. જ્યારે ગુરુજીએ રડવાનું કારણ પૂછ્યું તો કુમારિલે કહ્યું : 'આપશ્રીએ વેદોને ઠીક રીતે સમજ્યા વિના જ તેની મનફાવે એમ નિંદા કરી, એટલે મને રડવું આવ્યું.' આ વાત સાંભળી ગુરુજીએ કુમારિલને વિદ્યાલયમાંથી હાંકી કાઢ્યા. પરંતુ કેટલાક દુષ્ટ વિદ્યાર્થીઓએ કુમારિલને વિરોધી સમજી પકડી લીધા અને નાલંદાના શિખર ઉપરથી નીચે ફેંકી દીધા. પરંતુ શ્રદ્ધાળુ કુમારિલે પડતાં પહેલાં ઉચ્ચ સ્વરમાં કહ્યું : 'જો વેદો પ્રમાણભૂત છે, તો મને શ્રદ્ધા છે કે ઉપરથી પડવા છતાં પણ હું મરીશ નહિ.'

ત્યારે લોકોએ જોયું કે એટલે ઉપરથી પડવા છતાંય કુમારિલને ખાસ કંઈ

વાગ્યું નહોતું. હા, તેમની એક આંખ જરૂર ફૂટી ગઈ. એ માટે કુમારિલે કહ્યું : ' 'મેં 'જો વેદ પ્રમાણભૂત છે' એમ કહેવામાં 'જો' સંદેહ પદનો પ્રયોગ કયો હતો, અને હું મારી અંતરંગ ભાવના છુપાવીને બૌદ્ધ ગ્રંથો ભણતો રહ્યો; આથી મારી આંખ ફૂટી છે.''

તમે પણ તમારા હૃદયમાં શ્રદ્ધાની જ્યોત ઝળહળતી રાખો. શ્રદ્ધાની જ્યોત પ્રગટાવ્યા વગર તમે કોઈ પણ કાર્ય પૂર્ણ કરી શકશો નહિ; એક કદમ પણ આગળ વધી શકશો નહિ. આપણા જીવનમાં શ્રદ્ધા ઓતપ્રોત હોવી જોઈએ. આપણે શ્રદ્ધા વગરના થઈને કોઈ પણ કાર્ય ન કરીએ, પરંતુ દરેક કાર્ય શ્રદ્ધાપૂર્વક જ કરીએ. સંધ્યા કરીએ તો શ્રદ્ધાપૂર્વક, ભોજન કરીએ તો શ્રદ્ધાપૂર્વક, દાન કરીએ તો શ્રદ્ધાપૂર્વક અને સત્સંગમાં જઈએ તો શ્રદ્ધાપૂર્વક. આપણા જીવનમાં હંમેશાં, હરઘડી, પ્રત્યેક ક્ષણ, ચોવીસે કલાક શ્રદ્ધાદેવીનું સામ્રાજ્ય બની રહેવું જોઈએ.

તમે શ્રદ્ધાળુ બનો. તમને બળ, ધન, વિદ્યા વગેરે તમામ પ્રકારનાં ઐશ્વર્ય પ્રાપ્ત થશે, પ્રત્યેક કાર્યમાં સફળતા મળશે. પરંતુ એક સાવધાની જરૂર રાખજો – તમે ખરા અર્થમાં શ્રદ્ધાળુ – માત્ર સત્યમાં જ વિશ્વાસ કરનારા – બનજો; અંધવિશ્વાસી કે અંધશ્રદ્ધાળુ ક્યારેય ન બનશો.

## ૨. તપ

**दिवमारुहत् तपसा तपस्वी।** – અથર્વ. ૧૩.૨.૨૫

(तपस्वी) તપસ્વી (तपसा) તપ વડે (दिवम् आरुहत्) ઉપર ઊઠે છે.

વિશ્વના તમામ મહાપુરુષોએ તપ ઉપર ખૂબ જ ભાર મૂક્યો છે. જીવનમાં સૌથી વધુ આનંદ અને સુખ મેળવવા માટે તપની જરૂર પડે છે. પરંતુ તપ એટલે શું ? આજકાલ તપના નામે ભારે પાખંડ ફેલાઈ રહ્યું છે. કોઈ પોતાનો હાથ ઊંચો રાખીને ઊભો રહી જાય છે, કોઈ કાંટા ઉપર સૂઈ જાય છે, કોઈ જમીનમાં ખાડો ખોદી એમાં ભરાઈ જાય છે, તો કોઈ વળી એ ખાડાને ઉપરથી બંધ કરી દે છે, કોઈ ગરમીના દિવસોમાં પોતાની ચારે તરફ આગ પ્રગટાવીને એમાં શેકાઈ છે. પરંતુ સાચી વાત તો એ છે કે આ પ્રકારે શરીરને કષ્ટ આપવાનું નામ 'તપ' નથી.

તપનો અર્થ છે : ધર્મ, સત્ય અને ન્યાયના માર્ગે ચાલતાં ચાલતાં જે કાંઈ

મુશ્કેલીઓ, બાધાઓ અને કષ્ટ આવે, તે બધાંને સહન કરતાં રહીને પણ સતત આગળ વધતાં રહેવું. તપનો અર્થ છે : ભૂખ–તરસ, ગરમી–ઠંડી, સુખ–દુઃખ, હર્ષ–શોક અને માન–અપમાનને સમભાવપૂર્વક સહન કરવાં. તપનો અર્થ છે : ભોજન, વસ્ત્ર, વ્યાયામ, વિશ્રામ, અધ્યયન વગેરે તમામ બાબતોમાં જરૂરિયાત મુજબ અનુકૂળ આચરણ કરવું કે જેથી શરીર બરાબર સ્વસ્થ રહી શકે.

ગીતામાં તપના ત્રણ પ્રકાર બતાવવામાં આવ્યા છે : શારીરિક તપ, વાણીનું તપ અને માનસિક તપ.

શરીર વડે આપણે ગુરુ, વિદ્વાન, બ્રાહ્મણ વગેરેની સેવા કે સત્કાર કરીએ, નમ્ર અને વિનીત બની રહીએ; પવિત્ર અને સ્વચ્છ રહીએ; આંખ, કાન, હાથ, પગ વગેરે તમામ ઈન્દ્રિયોને પોતાના વશમાં રાખીએ; અને કોઈ પણ પ્રાણીને અન્યાયપૂર્વક કષ્ટ ન પહોંચાડીએ. આ **શારીરિક તપ** છે. વાણીથી આપણે બીજાને કષ્ટ પહોંચે અથવા બીજાની લાગણીને ઠેસ પહોંચે તેવી કોઈ વાત ન કહીએ. હંમેશાં સત્ય જ બોલીએ, પરંતુ કડવું સત્ય ન બોલીએ; પ્રિય અને મીઠું સત્ય બોલીએ. ઉત્તમ ગ્રંથોનું અધ્યયન કરીએ અને 'હું કોણ છું ?' એ તત્ત્વનું ચિંતન કરીએ. આ **વાણીનું તપ** છે. મનથી આપણે સદા પ્રસન્ન રહીએ, શાંત રહીએ, મૌન રહીએ, મનનો નિગ્રહ કરીએ અને અંતઃકરણને પવિત્ર રાખીએ. આ **માનસિક તપ** છે.

આજે આમ પણ સંસારમાં લૂલા, લંગડા, આંધળા, બહેરા અને મૂંગા મનુષ્યોની કમી નથી. તો પછી આપણે શા માટે ખોટા તપ તપી, પોતાના શરીરને સૂકવી નાખી તેમના જેવા બનવાનો પ્રયાસ કરીએ ? એમ કરવાનો શો લાભ ? કામની વાત તો એ છે કે આપણે આપણા શરીરનો મહત્તમ સદુપયોગ કરીએ અને તેના દ્વારા પરોપકાર કરીએ.

ગૌતમ બુદ્ધ તપ કરતા હતા અને પોતાનું શરીર સૂકવી રહ્યા હતા. શરીર સુકાઈને લાકડી જેવું થઈ જવા આવ્યું હતું, પરંતુ તેમને પોતાના ઉદ્દેશ્યમાં સફળ તા મળતી ન હતી. એક દિવસ તેમણે એક માણસને ગીત ગાતો સાંભળ્યો, જેમાં કહ્યું હતું કે, 'વીણાના તારને એટલા બધા ન ખેંચો કે એ તૂટી જાય, અને એટલા બધા ઢીલા પણ ન છોડો કે એમાંથી ધ્વનિ જ ન નીકળે.' બુદ્ધે આ સૂત્રને પોતાના જીવનનો આધાર બનાવ્યું અને સફળતા મેળવી.

માટે તમે પણ તપના વાસ્તવિક અર્થને સમજીને તપ કરો. તમે જીવનમાં સફળ થઈ ઉન્નતિના શિખર પર જરૂર બિરાજમાન થશો.

# ૩. ચરિત્ર નિર્માણ

## परि माग्ने दुश्चरिताद् बाधस्वा मा सुचरिते भज।

– યજુ. ૪.૨૮

(अग्ने) હે પ્રભુ ! તું (मा) મને (दुश्चरिताद्) ખરાબ આચારથી (परिबाधस्व) બધી બાજુઓથી હટાવી (मा) મને (सुचरिते) ઉત્તમ ચરિત્રમાં (आ भज) સ્થાપિત કર.

ચરિત્ર માનવજીવનની અણમોલ સંપત્તિ છે. એક કવિના શબ્દોમાં – **'ચરિત્ર હૈ મૂલ્ય જીવન કા.'**

ચરિત્રવાન વ્યક્તિ પ્રત્યેક સ્થાને આદર–સન્માન પામે છે. ચરિત્રવાન વ્યક્તિ અન્ય લોકો પર પોતાના વિચારોની છાપ છોડી શકે છે. ભગવાં વસ્ત્ર, માથે પાઘડી, હાથમાં સોટો અને ખભે ચાદર નાખી સ્વામી વિવેકાનંદ અમેરિકામાં શિકાગોના એક માર્ગ પર ભ્રમણ કરી રહ્યા હતા. તેમની પાછળ એક અમેરિકન દંપતી ચાલ્યું આવતું હતું. ચાલતાં ચાલતાં સ્વામીજીએ પોતાની પાછળ આવતાં આ દંપતી પૈકી મહિલાને પોતાનાં વસ્ત્રો વિશે 'Look at this gentleman !' અર્થાત્ 'જરા આ સજ્જનને જુઓ તો' એવી ટકોર કરતી સાંભળી. સ્વામીજી સમજી ગયા કે આ લોકો મારી ભારતીય વેશભૂષાને હીન દૃષ્ટિએ જોઈને મારી મજાક ઉડાવી રહ્યાં છે. આથી તેઓ ઊભા રહ્યા અને પેલી સ્ત્રીને સંબોધિત કરીને બોલ્યા : 'બહેનજી ! મારાં આ વસ્ત્રો જોઈને આશ્ચર્ય ન કરો. જુઓ, તમારા આ દેશના પુરુષોને તો કપડાં સજ્જન બનાવે છે, પરંતુ હું જે દેશમાંથી આવ્યો છું ત્યાં તો માત્ર ચરિત્ર જ મનુષ્યને સજ્જન બનાવે છે.' આ અપૂર્વ વાત સાંભળી પેલું દંપતી સ્વામી વિવેકાનંદના ચરણોમાં ઝૂકી ગયું.

યુવાનો ! જો તમે પણ કંઈક બનવા માંગતા હો તો ચરિત્રવાન બનો. ચરિત્રવાન બનવા માટે સદાચારી સ્ત્રી–પુરુષો વચ્ચે રહો. તમે એવા સમાજમાં રહો કે જે તમને તમારા આદર્શ સુધી પહોંચવામાં મદદરૂપ બની શકે. માનવસમાજને જ તમે તમારું મંદિર સમજો. તમારી જાતને કોઈ એવા મહાપુરુષ સાથે સંબદ્ધ કરી દો કે જેનું જીવન સાદું હોય, જે સદાચારી, ધર્માત્મા, પરોપકારી, શાંત, સંતોષી અને કર્મશીલ હોય. જે મહાપુરુષોનાં નામ ઈતિહાસમાં સૂરજ અને ચંદ્રની જેમ ચમકી રહ્યાં છે, તેમનાં જીવનચરિત્ર વાંચો. તેમનાં જીવનચરિત્ર

વાંચવાથી તમારા જીવનમાં પણ ચમક અને જ્યોતિ આવશે, તમારું ચરિત્ર પણ મહાન બનશે.

દરરોજ પોતાના જીવનનો અભ્યાસ કરો. મનન કરો, વિચાર કરો કે હું મનુષ્યના સ્તર પરથી ઉપર ઊઠી દેવત્વ તરફ જઈ રહ્યો છું કે પછી અધઃપતન પામી પશુત્વ ભણી જઈ રહ્યો છું. આ આત્મનિરીક્ષણ જ તમારા ચરિત્રનું નિર્માણ કરશે.

પરંતુ સાવધાન ! પેટ માટે તમે તમારો ધર્મ ક્યારેય ન છોડશો. ઈશ્વરને અંધ બનાવવાનો – તેની ન્યાય વ્યવસ્થાને ભૂલી જવાનો પ્રયત્ન ક્યારેય ન કરશો. જો પાપ કરતાં ડરશો તો સદા ચરિત્રવાન બની રહેશો.

અંતમાં એક કવિના શબ્દોમાં પ્રભુને પ્રાર્થના છે –

**સત્સંગ સેવા સત્ય સે પ્રેરિત હમારા પ્રાણ હો,**
**માં ભારતી કે બાલકોં કા શુભ ચરિત્ર નિર્માણ હો.**

## ૪. પ્રસન્નતા

**विश्वदानीं सुमनसः स्याम।** – ઋ. ૬.૫૨.૫

અમે લોકો (विश्वदानीम्) હંમેશાં (सुमनसः) પ્રસન્નચિત્ત (स्याम) રહીએ.

આ સૂક્તિમાં એક ખૂબ જ સુંદર ઉપદેશ છે. આપણે હંમેશાં પ્રસન્ન રહીએ, હસતાં હસતાં જીવન પસાર કરીએ. પ્રસન્ન રહેવાથી બીજા અનેક લાભ થાય છે, અને સ્વાસ્થ્ય પણ ઉત્તમ રહે છે. દિવસમાં ઓછામાં ઓછું એક વાર તો બહુ જ જોરથી હસવું જોઈએ. પ્રસન્નતા આત્માને બળ અને શક્તિ આપે છે. જે માણસ હંમેશાં પ્રસન્ન રહે છે, તેનાં બધાં જ દુઃખ દૂર થઈ જાય છે. કોઈએ બહુ જ સુંદર કહ્યું છે –

**'પ્રસન્ન–હૃદય મનુષ્ય એક એવો સૂરજ છે, જેનાં કિરણો અનેક હૃદયોના શોકરૂપી અંધકારને દૂર કરી દે છે.'**

એક બીજા મહાશયે લખ્યું છે –

**'પ્રસન્નતા તો એક એવું ચંદન છે, જે તમે બીજાના માથે લગાડવા જશો તો તમારી પોતાની આંગળીઓ તો પહેલાં જ આપમેળે મહેકી ઊઠશે.'**

સુખમાં તો સૌ કોઈ હસી શકે છે, પરંતુ તમે દુઃખની વેળામાં પણ પ્રસન્ન રહેતાં શીખો. 'અખંડ પ્રફુલ્લિત રહો દુઃખમાં પણ' – એ જ તમારા જીવનનો આદર્શ હોવો જોઈએ. સંકટમાં પણ હસો. જો જીવનમાં કંઈક કરવા માંગતા હો તો હિમાલયને જુઓ. લાખો વર્ષોથી પ્રકૃતિની થપાટો ખાઈને પણ એ દૃઢ, અચળ અને અડગ ઊભો છે. જે માણસ મુશ્કેલીઓ અને સંકટોમાં પણ ગભરાતો નથી, પરંતુ હસતો–મુસ્કરાતો રહે છે, તે માનવ નહિ પરંતુ દેવતા છે. સંસારના મહાપુરુષોને જુઓ. તેઓ ખૂબ જ વિનોદી હતા. નેપોલિયન બોર્નાપાર્ટ હંમેશાં કહેતો : **'મારા માથે કામનો એટલો બધો ભાર છે કે જો હું હસું નહિ તો મરી જ જાઉં.'**

મહર્ષિ દયાનંદ સરસ્વતી પણ ખૂબ જ વિનોદી હતા. તેમનો વિનોદ ખૂબ જ શિષ્ટ રહેતો. એક ઘરડી ડોશી સ્વામીજીનાં ઉતારે વાસણો સાફ કરવા આવતી. એક દિવસ તેણે સ્વામીજીને 'બાબા' કહીને સંબોધિત કર્યા. સ્વામીજીએ વિનોદમાં કહ્યું : ''માતાજી ! મને 'બાબા' ન કહો, કેમ કે 'બાબા'નો અર્થ ઘોડો અથવા ખચ્ચર થાય છે !'' આ પ્રકારની અનેક વિનોદી ઘટનાઓ સ્વામીજીના જીવનમાં સતત બનતી રહી છે. મહાત્મા ગાંધી અને પ્રસિદ્ધ લેખક બર્નાર્ડ શો પણ ખૂબ જ વિનોદી હતા.

આજના યુવાનોના ચહેરા પર સ્મિત કે પ્રસન્નતા જોવા મળતી નથી. જ્યારે કોઈને પૂછીએ કે, 'ભાઈ, શા માટે રડો છો ?', તો ઉત્તર મળે છે કે, 'હું ક્યાં રડું છું ? મારો તો ચહેરો જ આવો છે !' યુવાનો ! તમે તો ભવિષ્યની આશા છો. માટે રડતો ચહેરો ન રાખો. હસતાં અને પ્રસન્ન રહેતાં શીખો. હસો, દિલ ખોલીને હસો. હસવામાં તમારા પૈસા પણ નથી વપરાતા, તો પછી શા માટે હસતાં નથી ? એચ. ડબલ્યુ. બીચરના શબ્દો હંમેશાં યાદ રાખો –

**'જે ચહેરા પર મુસ્કાન નથી ફરકતું એ એવી કળી સમાન છે, જે ખીલતાં પહેલાં જ કરમાઈ ગઈ છે. જ્યારે મુસ્કાન ભરેલો ચહેરો એવા પ્રફુલ્લિત ફૂલ સમાન છે, જે પોતાની સમીપ આવનારાઓને પણ તાજગી અને સુગંધ આપે છે.'**

# ૫. નીચે જુઓ

## अधः पश्यस्व मोपरि। – ઋ. ૮.૩૩.૧૯

હે નારી ! (अधः) નીચે (पश्यस्व) જો, (मा उपरि) ઉપર ન જો.

કેટલો સુંદર ઉપદેશ છે ! આકાશ તરફ ઊંચી નજર કરીને અથવા આમતેમ જોઈને ચાલનારા ઠોકરો ખાય છે. માટે વેદ કહે છે : 'નીચે જો.' બ્રહ્મચારી હોય કે ગૃહસ્થી, વાનપ્રસ્થી હોય કે સંન્યાસી – દરેક વ્યક્તિએ નીચે દૃષ્ટિ કરીને ચાલવું જોઈએ. પરંતુ અહીં બીજા બધા વિશે ન કહી હું દેવીઓને – મહિલાઓને બે શબ્દો જરૂર કહીશ; કારણ કે વેદના જે પ્રકરણમાંથી આ સૂક્તિ લેવામાં આવી છે, એ પ્રકરણ દેવીઓનું છે.

વહાલી બહેનો ! તમે વિચાર કરો કે તમે ક્યાં જઈ રહી છો ? આજે દેવીઓની દૃષ્ટિ પવિત્રતાને બદલે કૃત્રિમતા તરફ કેન્દ્રિત થઈ ગઈ છે. મનના શણગાર ઘટી રહ્યા છે અને તનના શૃંગાર વધી રહ્યા છે. પુરાતન કાળમાં અધ્યયન કરતી કન્યાઓ માટે શણગાર કરવાની તદ્દન મનાઈ હતી. પરંતુ આજે તો એ જ બ્રહ્મચર્યાવસ્થામાં આજની છાત્રાઓ ભાતભાતની ફેશન કરે છે. દરરોજ નવામાં નવા અને આકર્ષક, ચમકતા ડ્રેસ હોવા જ જોઈએ. દરરોજ મેકઅપમાં પણ કોઈ ને કોઈ નવીનતા હોવી જ જોઈએ. ટૂંકમાં, આજની છાત્રાઓનું મેકઅપ અને વેશભૂષામાં જેટલું ધ્યાન છે, એટલું ધ્યાન ભણવામાં નથી રહ્યું.

આજે સીતા, સાવિત્રી, દ્રૌપદી અને પદ્મિનીનાં સંતાનો કઈ દિશામાં જઈ રહ્યાં છે ? આજની કુંવારી છોકરીઓ દિલ્હીના કર્નાટ પ્લેસ અને મુંબઈની ચોપાટી પર સાજ–શણગાર ધરી, પતંગિયાની જેમ પાંખો લગાવી, હોઠ અને ચહેરા પર નકલી પોલિશ કરી, હાથમાં પર્સ લટકાવી, હાલતાં–ચાલતાં લેટર બોક્સ (ટપાલપેટી) જેવી દેખાય છે. એક કવિએ વ્યંગ કરતાં ઠીક જ લખ્યું હતું –

**ઉન્હોંને હોઠોં પર નાખૂન સે અપને,**
**બસ ઈસ અંદાજ સે લાલી લગાઈ હૈ,**
**કિ યહ લગતા હૈ જૈસે બેખટક બિલ્લી,**
**કહીં સે કબૂતર ખા કે આઈ હૈ.**

હું શૃંગાર કરવાનો વિરોધી નથી. હું તો કુમારિકાઓને પણ શણગાર કરવાની ખુલ્લી છૂટ આપું છું. મારી બહેનો ! તમે શણગાર કરો, પરંતુ આ પ્રકારનો –

**ક્યા રક્ખા હૈ ઈન ચમકદાર કટિયોં પટિયોં મેં ઝૂમર મેં,**
**હૈ શીશફૂલ તો યહ સિર કા, સિર ઝૂકે બડોં કે આદર મેં.**
**બૈંદી હૈ તેજ ભાલ કા તો લજ્જા આંખોં કા કજ્જલ હૈ,**
**શુદ્ધતા નાક કી બેસર હૈ, દાંતોં કી ચોબ સ્વચ્છતા હૈ.**

ખરો શણગાર આ છે ! આવો શણગાર કરો. એવાં વસ્ત્રો પહેરવાનો શો લાભ કે જેનાથી ન પેટ ઢંકાય કે ન પીઠ ઢંકાય ? પોતાના હાવભાવ કે ચેનચાળાથી બીજાઓને પોતાની તરફ આકર્ષિત કરવાનો પ્રયત્ન વ્યર્થ છે. તમારા જીવનનો આ અણમોલ સમય નાચવા–ગાવા અને બની ઠનીને શણગાર સજવા માટે નથી. હજુ પણ સાવધાન થઈ જાવ. તમારા આચાર અને વિચારને બદલો. વેદના આ આદેશને હંમેશાં યાદ રાખો – 'નીચે દૃષ્ટિ રાખો, ઉપર – આમતેમ ન જુઓ.' પછી જુઓ કે સંસારમાં કોની તાકાત છે કે તમારી તરફ આંખ ઊઠાવીને પણ જોઈ શકે.

## ૬. સદાચાર

**मा दुरेवा उत्तरं सुम्नमुन्नशन्।** – ઋ. ૨.૨૩.૮

(दुरेवाः) દુરાચારી (उत्तरं) ઉત્કૃષ્ટ (सुम्नम्) સુખ (मा उत् नशन्) ન પામે.

જે મનુષ્ય સદાચારી છે, તે જ સુખ પામે છે. જે દુરાચારી છે, તે તો સ્વસ્થ જ નથી રહી શકતો, પછી તેને સુખનાં દર્શન તો થાય જ શી રીતે ? માટે જો તમે સુખ, શાંતિ અને આનંદ ઇચ્છતા હો તો સદાચારી બનો.

સદાચાર એટલે શું ? **'સતામાચારઃ સદાચારઃ'** અર્થાત્ સત્પુરુષોના, શ્રેષ્ઠ પુરુષોના શાસ્ત્રસંમત આચાર અને સદ્વિચારોનું નામ જ સદાચાર છે. આચારમાં અનેક બાબતોનો સમાવેશ થાય છે. જેમ કે, ઉત્તમ ગ્રંથોનો સ્વાધ્યાય કરવો. બને ત્યાં સુધી ફાટેલાં અને મેલાં કપડાં ન પહેરવાં. પોતાના વાળ, નખ વગેરેને નિયમિત કપાવતા રહી સાફ રાખવા. તદ્દન નિઃવસ્ત્ર થઈને ન તો સ્નાન

કરવું, અને ન તો સૂવું. પાણીમાં ગંદી વસ્તુઓ ન નાખવી. માંસ કદી પણ ન ખાવું. દરરોજ સત્પુરુષોનો સત્સંગ કરવો. વ્યર્થ વાદવિવાદ ન કરવો. બંને હાથે માથાને અમસ્તુ ખંજવાળવાની ટેવ ન પાડવી. એમ કરવાથી આયુષ્યને હાનિ પહોંચી શકે છે. બીજાએ પહેરેલાં જોડા, કપડાં અને માળા વગેરે ન પહેરવાં. ગરીબ, લૂલા, આંધળા, કાણા તથા અપંગ મનુષ્યોની ક્યારેય મજાક–મશ્કરી ન કરવી. દિવસ દરમિયાન ન સૂવું. આ અને આ પ્રકારની બીજી અનેક વાતોનો સમાવેશ સદાચારમાં જાય છે.

આજે તો સદાચારના બદલે શણગારની બોલબાલા છે. પાવડર, ક્રીમ, હેજલીન, વેસલીન અને ન જાણે બીજું શું શું શરીર ઉપર લગાડવામાં આવે છે. ખિસ્સામાં નાનો અરીસો અને કાંસકો રાખવામાં આવે છે, અને દિવસમાં વારંવાર વાળ ઓળવામાં આવે છે. થોડી થોડી વારે અરીસામાં જોયા કરે છે. આવા એક યુવાનને કોઈએ પૂછ્યું : ‘તું વારંવાર અરીસામાં તારો ચહેરો કેમ જોયા કરે છે ?’ યુવાને કહ્યું : ‘હું અરીસામાં એટલા માટે જોયા કરું છું કે મારા ચહેરા પર કોઈ ડાઘ વગેરે તો નથી પડી ગયો ને ? મારા સૌંદર્યમાં કોઈ કમી તો નથી આવી ગઈ ને ?’ પેલી વ્યક્તિએ કહ્યું : ‘જેમ તું ચહેરાના સૌંદર્યને જોયા કરે છે, તેમ તું ક્યારેય તારા મનના સૌંદર્યને પણ જુએ છે ખરો ?’

હરઘડી અરીસામાં ચહેરો જોનારા યુવાનો ! જો તમે તમારા અંતઃકરણને જોઈને તેમાં રહેલા ડાઘને દૂર કરશો તો તમારા મુખમંડળ પર એવી આભા, જ્યોતિ, દીપ્તિ, તેજ, ઓજ અને લાવણ્યની છટા આવશે કે ફક્ત તમે જ નહિ, પરંતુ બીજા લોકો પણ તમારી મુખાકૃતિનાં દર્શન કરીને સંતોષ અનુભવશે. કોઈ કવિએ સુંદર કહ્યું છે –

**જિસને સદાચાર કે બલ પર ગુણ–ગૌરવ કા દીપ જલાયા,**
**જ્યોતિષ્માન રહા બુઝકર ભી, ઈસ જગ મેં વહ અમર કહાયા.**

સદાચાર જ વિશ્વની પ્રતિષ્ઠા છે. સદાચારના બળ પર જ વિશ્વ ટકી રહ્યું છે. લોકો સદાચારી મનુષ્ય પર જ વિશ્વાસ કરે છે. દુનિયા સદાચારી મનુષ્યના શરણમાં જાય છે. સદાચાર મનુષ્યનાં સઘળાં પાપોને ભસ્મ કરી દે છે, અર્થાત્ સદાચારથી જ સમસ્ત પાપ–પ્રવૃત્તિ અટકે છે. સદાચારમાં બધું જ સમાયેલું છે. માટે સદાચારી બનો. યાદ રાખો – **આચાર અપના શુદ્ધ રખ, મત હો દુરાચારી કભી !**

# ૭. શત્રુદમન

## प्रमृणीहि शत्रून्। – યજુ. ૧૩.૧૩

(शत्रून्) શત્રુઓને (प्रमृणीहि) કચરી નાખ.

વેદ શત્રુઓને પ્રેમ કરવાનો આદેશ નથી આપતો. વેદ તો શત્રુઓનો નાશ કરવાનો, શત્રુઓને છૂંદી નાખવાનો આદેશ આપે છે. વેદ આપણને કાયર અને ડરપોક નહિ, બલ્કે વીર બનવાનો આદેશ આપે છે. જો કોઈ શત્રુ આપણા ઉપર આક્રમણ કરે તો તેના છક્કા છોડાવી દેવાનો આદેશ આપે છે, તેને મસળી નાખવાનો અને છૂંદી નાખવાનો આદેશ આપે છે. વેદ કહે છે –

**હે વીર ! રણધીર ! જે શત્રુ તારા દેશ ઉપર આક્રમણ કરવા માટે કુદૃષ્ટિ કરે તે રાક્ષસની બંને આંખો ફોડી નાખ, તેના હૃદયને ચીરી નાખ, તેની જબાન કાપી નાખ, તેના દાંત તોડી નાખ. જે આતતાયી શત્રુ બદઈરાદાપૂર્વક તારા દેશની સીમામાં પગ મૂકે તેના પગ કાપી નાખ, તેના હાથ તોડી નાખ. જે શત્રુ તારા દેશ ઉપર આક્રમણ કરે તેને તું સંપૂર્ણ રીતે નષ્ટભ્રષ્ટ કરી દે.**

જ્યારે પણ આપણા દેશ પર કોઈ આફત આવી છે, ત્યારે ભારતના વીરોએ એ સાબિત કરી બતાવ્યું છે કે શત્રુઓએ વૈદિક સિંહોની ગુફામાં હાથ નાખવાની ભૂલ કરી છે. ભારતમાતાના નવજવાનો ! ઊઠો, અને શત્રુને ખદેડી મૂકો. ગભરાવાની કે ડરવાની કોઈ વાત નથી. તમારી શક્તિ મહાન છે. તમે અજય અને દુર્જેય છો. વૈદિક વીરો ! હૂણો અને શકોને તમે જ તો હરાવ્યા હતા. ગોરી અને સિકંદરને તમે જ તો પરાજિત કર્યા હતા. હજુ થોડાં વર્ષો પહેલાં તમે જ તો અંગ્રેજોને દેશમાંથી ભગાડ્યા હતા. હજુ આગળ પણ તમારે જ આપણા દેશની સ્વતંત્રતાનું જતન કરવાનું છે.

**બઢે ચલો ઐ વીર જવાનો ! ચિંતા કી હૈ બાત ક્યા,**<br>**જબ ક્રૂર ભેડિયે ભગા દિયે, તો ભેડોં કી ઔકાત ક્યા !**

વીર બહાદુરો ! જે સમયને માટે ક્ષત્રાણીઓ પોતાના પુત્રોને જન્મ આપે છે, તે સમયને હંમેશાં યાદ રાખો. સાવધાન ! સમય આવ્યે એવું ભીષણ યુદ્ધ કરો કે એક પણ શત્રુ બચીને ભાગી ન જઈ શકે. એવું યુદ્ધ કરો કે શત્રુની લાશોથી

લોહીની નદીઓ વહી નીકળે. શત્રુઓની લાશોથી ધરતી ઢંકાઈ જાય અને એ લાશોને કાગડા, સમડી અને ગીધ ઠોલી ખાય.

આપણા કોઈ પણ શાસ્ત્રમાં કે કોઈ પણ રાજનીતિમાં શત્રુ પર દયા કરવાનું વિધાન કરવામાં આવ્યું નથી, અને ન તો શત્રુ ઉપર વિશ્વાસ કરવાની વાત કરવામાં આવી છે. શત્રુ બાળક હોય કે વૃદ્ધ, સ્ત્રી હોય કે પુરુષ, તે સદૈવ વધને જ પાત્ર છે. જેવી રીતે ચટણીને ખાંડણિયામાં પીસવામાં આવે છે, તેવી જ રીતે શત્રુના માથાને પણ કચરી નાખવું જોઈએ. તેનાં હાડકાં–પાંસળાં તોડી નાખવાં જોઈએ. તેનું માનમર્દન કરવું જોઈએ. દેશના સૈનિકો ! રણભેરીનો નાદ સાંભળી શત્રુઓનો સંહાર કરવા માટે ફોજ લઈને નીકળી પડો.

**રણભેરી બજ ચુકી જવાનો ! માં ને તુમ્હેં પુકારા,**
**દુર્ગા બનકર ચલો દેવિયો ! લેકર તીવ્ર દુધારા.**

# ૮. જેવી કરણી તેવી ભરણી

**पक्तारं पक्वः पुनरा विशाति।** – અથર્વ. ૧૨.૩.૪૮

(पक्वः) પકાવેલો પદાર્થ (पक्तारं) પકાવનારને (पुनः) ફરી (आ विशाति) આવી મળે છે, અર્થાત્ જે જેવું કર્મ કરે છે તેને તેવું જ ફળ મળે છે.

વૈદિક ધર્મમાં કર્મનો સિદ્ધાંત ખૂબ જ અટલ છે. કર્મના ત્રણ સિદ્ધાંતો છે : (૧) મનુષ્ય કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકતો નથી. (૨) કર્મનું ફળ અવશ્ય મળે છે; કર્મ કરીને કોઈ એના ફળથી બચી શકતું નથી. (૩) ઉત્તમ – શ્રેષ્ઠ કર્મોનું ફળ ઉત્તમ હોય છે, જ્યારે અશુભ – ખરાબ કર્મોનું ફળ ખરાબ હોય છે.

આપણે કર્મ કર્યા વગર રહી જ શકતા નથી. માટે આપણે હંમેશાં શુભ કર્મ કરવાં જોઈએ. જો આપણે ખરાબ કર્મ કરીશું તો આપણને ફળ પણ ખરાબ જ મળશે. આ વિશે સાંભળેલી એક સત્ય ઘટના આપવામાં આવે છે –

બે વેપારીઓ ક્યાંક જઈ રહ્યા હતા. રસ્તામાં જ હતા અને સૂરજ આથમી ગયો. નજીકના ગામમાં જઈ તેમણે એક ખેડૂતને ત્યાં રાત પસાર કરવા વિનંતી કરી. સૂવાની જગ્યા મળી ગઈ. પરંતુ આ વેપારીઓ પાસે રૂપિયાની થેલી હતી. એ થેલી જોઈને ખેડૂતની દાનત બગડી. વેપારીઓને સુવડાવી એ ખેડૂતે બે

ગુંડાઓને બોલાવ્યા અને કહ્યું : 'મારી ડેલીના દરવાજામાં બે માણસો સૂતા છે. તમે તેમને ઊંઘમાં જ ખતમ કરી નાખો.' ઈનામની લાલચે ગુંડાઓ સંમત થયા.

એ જ રાત્રે આ જ ખેડૂતના બે પુત્રો ખેતરમાં સૂવા માટે ગયેલા. પરંતુ ત્યાં ખેડૂતના ચાકરો પહોંચી ગયા હોવાથી બંને પુત્રો પોતાના ઘરે પાછા ફર્યા. રાત ખૂબ જ થઈ ગઈ હોવાથી એમને થયું કે ચુપચાપ ડેલીના દરવાજામાં જ સૂઈ જઈએ. પરંતુ ત્યાં ખાટલા ઉપર બે અજાણ્યા માણસોને સૂતેલા જોયા. આથી તેમણે એ બંનેને ત્યાંથી દૂર જઈને સૂવા માટે કહ્યું. આથી વેપારીઓ બાજુમાં આવેલી ઢોર બાંધવાની જગ્યામાં જઈને સૂઈ ગયા અને પેલા ખેડૂતના બંને પુત્રો ખાલી પડેલા પલંગ પર સૂઈ ગયા. હવે રાતના પેલા ગુંડાઓ આવ્યા અને એક એક ઝટકે બંનેના માથા વાઢીને ચાલી નીકળ્યા. સવારે જ્યારે વેપારીઓ ઊઠ્યા તો તેમને ડેલીના દરવાજામાં લોહી દેખાયું. તેમણે  બૂમ પાડી. એ સાંભળી ખેડૂત પોતાના ઘરમાંથી દોડતો બહાર આવ્યો. પરંતુ હવે શું થાય ? તેની કરણી તેની આંખ સામે જ હતી. આ છે કર્મોનું ફળ ! જે બીજા માટે ખાડો ખોદે છે, તે પોતે જ તેમાં પડે છે.

**'ઊધો કર્મન કી ગતિ ન્યારી'** – કર્મોની ગતિ બહુ જ વિચિત્ર છે. ક્યારેક આપણને કર્મફળ ઉપર શંકા થવા માંડે છે. ક્યારેક પાપી લોકોને સુખી જોઈને આપણને સંદેહ થવા માંડે છે. પરંતુ પાપીઓનો વૈભવ જોઈને શંકા ન કરવી જોઈએ. કર્મનું ફળ અવશ્યંભાવી છે. જે અપરાધીને ફાંસીએ ચઢાવવામાં આવે છે, તેને ફાંસી આપતા પહેલાં ઈચ્છા અનુસાર ભોજન સામગ્રી પણ આપવામાં આવે છે. આપણે જેવું કર્મ કરીએ છીએ, તેવું જ ફળ મળે છે. કર્મફળને ટાળી શકાતું નથી. મહર્ષિ વ્યાસજીના નિમ્ન શબ્દો હંમેશાં યાદ રાખો –

**'જે મનુષ્યે જે કર્મ કર્યું છે, તે કર્મ તેની પાછળ લાગ્યું જ રહે છે. જો કર્મ કરનાર જલદી દોડે છે તો કર્મ પણ એટલી જ ગતિથી તેની પાછળ દોડે છે. જ્યારે તે સૂઈ જાય છે ત્યારે કર્મફળ પણ સૂઈ જાય છે. જ્યારે તે ઊભો થાય છે ત્યારે કર્મફળ પણ ઊભું થાય છે. જ્યારે મનુષ્ય ચાલે છે ત્યારે કર્મફળ પણ તેની સંગાથે ચાલે છે. એટલું જ નહિ, કાર્ય કરતી વખતે પણ કર્મ–સંસ્કાર તેનો સાથ નથી છોડતા; હંમેશાં છાયાની જેમ તેની પાછળ લાગેલા જ રહે છે.'**

# ૯. દિવ્ય ભાવના

## ओजिष्ठोऽहं मनुष्येषु भूयासम्। – યજુ. ૮.૩૯

(अहम्) હું (मनुष्येषु) મનુષ્યોમાં (ओजिष्ठः) સૌથી વધારે ઓજસ્વી (भूयासम्) બનું.

માણસ જેવું વિચારે છે, તેવો જ તે બની જાય છે. જે માણસ પોતાની જાતને પાપી સમજે છે, તે પાપી બની જાય છે. જે પોતાની જાતને નિર્બળ અને શક્તિહીન સમજે છે, તેને સંસારની કોઈ પણ શક્તિ બળવાન અને શક્તિશાળી બનાવી શકતી નથી. જો તમે એવી ભાવના કરો કે હું બળવાન, શક્તિશાળી, ધૈર્યવાન, ઉત્સાહી અને તેજસ્વી થઈ રહ્યો છું, તો તમે ચોક્કસપણે એવા જ થઈ જશો. માટે હે યુવક ! – **'હો ઉચ્ચ તેરી ભાવના, મત તુચ્છ કર તૂ કામના !'**

'હું મનુષ્ય સમુદાયમાં સૌથી વધારે તેજસ્વી, શ્રેષ્ઠ, ઓજસ્વી અને પરાક્રમી બનું' – આ આપણી ભાવના હોવી જોઈએ, તથા એવા બનવા માટે આપણે મહાપુરુષોનાં જીવનનો અભ્યાસ કરવો જોઈએ. તેઓનાં જીવનમાંથી આપણને પણ પ્રેરણા મળશે. મર્યાદા પુરુષોત્તમ શ્રીરામનું જીવન જુઓ. તેઓ આદર્શ પુત્ર હતા, આદર્શ રાજા હતા, આદર્શ ભાઈ હતા, આદર્શ મિત્ર હતા, આદર્શ શત્રુ હતા. પોતાના યુગમાં તેઓ સૌથી વધુ પ્રકાશમાન વ્યક્તિ હતા. આપણે પણ તેમના જેવા શ્રેષ્ઠ બનવાનો પ્રયત્ન કરવો જોઈએ.

યોગેશ્વર શ્રીકૃષ્ણના જીવનને જુઓ. ગૃહસ્થી હોવા છતાં પણ તેઓ આદર્શ બ્રહ્મચારી હતા. તેઓ ખરા અર્થમાં ગોપાલ હતા. માતા–પિતાના તેઓ પરમ ભક્ત હતા. આદર્શ મિત્ર હતા. બહુ જ વિનયશીલ અને નીતિમત્તાની જીવંત મૂર્તિ હતા. શ્રીકૃષ્ણના જીવનમાંથી પ્રેરણા લઈ આપણે પણ ઓજસ્વી બનવું જોઈએ.

આ જ પ્રમાણે મહર્ષિ દયાનંદ, બાળગંગાધર ટિળક, પં. મદનમોહન માલવીય, સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ વગેરે મહાપુરુષોનાં જીવન પણ ઓજસ્વી હતાં. સંસારના બધા જ મહાપુરુષોનાં ચરિત્રોમાંથી પ્રેરણા લઈને આપણે પણ એવા જ મહાન બનવાનો સંકલ્પ કરવો જોઈએ. માટે યુવાનો ! સાવધાન ! તમારું જીવન બરબાદ ન કરશો. આત્મનિરીક્ષણ કરો કે

મારું જીવન વ્યર્થ તો નથી જઈ રહ્યું ને ?

**રાત ગંવાઈ સોયકર, દિવસ ગંવાયો ખાય,**
**હીરા જન્મ અમોલ યહ, કૌડી બદલે જાય.**

જે થઈ ગયું તે થઈ ગયું, પરંતુ હવે તો ચેતો અને આજથી જ ઓજસ્વી બનવાનો પ્રયત્ન કરો. ઊઠો, જાગો અને અતિ શ્રેષ્ઠ બનો. આમાં જ જીવનની સાર્થકતા છે. જીવનને આદર્શ, દિવ્ય, મહાન અને પવિત્ર ન બનાવી શકીએ તો પછી જીવનનો અર્થ શો રહયો ? પર્વતરાજ હિમાલયની ઊંચાઈ અને દૃઢતા, સાગરનું ગાંભીર્ય અને ધરતીની સહનશીલતાને તમારા આદર્શ બનાવી દિવ્ય અને ઓજસ્વી બનવાના પ્રયત્ન કરો.

તમે જે કોઈ ક્ષેત્રમાં કામ કરતા હોય એમાં ઓજસ્વી બનો. જો તમે વકીલ બનવા માંગતા હો તો ચિત્તરંજનદાસની જેમ એક સાચા અને ઈમાનદાર વકીલ બનો. જો તમે ડોક્ટર બનવા માંગતા હો તો દુર્ગાચરણ નાગની જેમ આદર્શ ડોક્ટર બનો. જો તમે સત્યવાદી બનવાની અભિલાષા ધરાવતા હો તો હરિશ્ચંદ્રથી પણ આગળ નીકળવાનો પ્રયાસ કરો. જો તમારે દેશભક્ત બનવું હોય તો નેતાજી સુભાષચંદ્રને તમારો આદર્શ બનાવો. તમે જ્યાં અને જે ક્ષેત્રમાં જાઓ, ત્યાં તમારી એ જ ભાવના હોવી જોઈએ કે, 'હું સૌથી વધારે ઓજસ્વી બનું.'

# ૧૦. જાગૃતિ

**भूत्यै जागरणमभूत्यै स्वप्नम् ।** – યજુ. ૩૦.૧૭

(जागरणम्) જાગવું – જાગરણ (भूत्यै) કલ્યાણને માટે છે, અને (स्वप्नम्) સૂવું – ઊંઘવું (अभूत्यै) નાશ માટે છે.

મહાન નીતિકાર વિદુરજીનું વચન છે : 'જે મનુષ્ય કલ્યાણ ઈચ્છે છે, તેણે આળસ અને નિદ્રા છોડી દેવી જોઈએ.' આ એક અટલ નિયમ છે કે જે જાગે છે તે જ મેળવે છે, અને જે સૂતો રહે છે તે ગુમાવે છે. ઈતિહાસ આ વાતનો સાક્ષી છે. તમને મહર્ષિ દયાનંદના જીવનની એક ઘટના સંભળાવું છું –

દયાનંદજી જ્યારે ચૌદ વર્ષના બાળક હતા ત્યારે તેમના પિતાજીએ તેમને શિવરાત્રીનું વ્રત રાખવાનો આદેશ આપ્યો. વ્રતનું ફળ તેમને એવું કહેવામાં આવ્યું કે રાત આખી જાગરણ કરવાથી શિવનાં દર્શન થાય છે. આથી બાળક મૂળશંકરે

(સ્વામીજીનું પૂર્વાશ્રમનું નામ) શ્રદ્ધાપૂર્વક વ્રત કર્યું. સાંજે પિતાજી સાથે શિવાલય પહોંચ્યા. પહેલાં પહોરની પૂજા કરી બધા ભક્તજનો મંદિરમાં ઊંઘવા લાગ્યા. પરંતુ સ્વામીજી પોતાની આંખો પર પાણી છાંટી છાંટીને જાગતા જ રહ્યા. થોડી વારમાં સ્વામીજી જુએ છે કે શિવલિંગ ઉપર એક ઉંદર આંટા મારી રહ્યો છે અને એની પર ચઢાવેલા પદાર્થો આનંદથી આરોગી રહ્યો છે. આ ઘટના જોતાં જ સ્વામીજીના મનમાં અનેક તર્ક–વિતર્ક ઊઠવા લાગ્યા કે આ કેવા શિવ છે, આ સાચા શિવ ન હોઈ શકે. અંતે પિતાજીને જગાડ્યા, પરંતુ તેઓ પણ કોઈ સંતોષકારક સમાધાન ન આપી શક્યા. બસ, આ જ ઘટનાએ બાળક મૂળશંકરના જીવનની દિશા બદલી નાખી અને એ શિવરાત્રિ 'બોધરાત્રિ' બની ગઈ. મૂર્તિઓ પર ઉંદરોને ફરતા તો આજે પણ કેટલાંય બાળકો અને વ્યક્તિઓ જુએ છે, પરંતુ બોધ તો માત્ર તેને જ થાય છે જે જાગે છે, અને જેને સત્ય–અસત્ય અને ધર્મ–અધર્મનું જ્ઞાન છે.

આજે અનેક ડાકુઓ તમને લૂંટી રહ્યા છે. માટે યુવાનો ! હવે સાવધાન થઈ જાવ. આમ લૂંટાયા જ ન કરો. જરા વિચાર કરો કે તમે કેવી રીતે લૂંટાઈ રહ્યા છો અને કેવા કેવા ડાકુઓ તમારી પાછળ પડેલા છે. સિગારેટ અને બીડી તમારાં ફેફસાંને બરબાદ કરી રહી છે, પરંતુ તમે એને છોડવાનું નામ જ નથી લેતા. ચાય–કોફીનું તો પૂછવું જ શું ? જેટલો ખર્ચ પાણી પાછળ નહિ થતો હોય એટલો ખર્ચ ચાય–કોફી પાછળ થતો હશે. તમે પોતે પણ ચાય–કોફી પીઓ છો અને બીજાઓને પણ એ પિવડાવો છો. સાથે સાથે તમે એના વખાણ પણ કરતા રહો છો ! પરંતુ યાદ રાખજો, આ ચાય–કોફી તમારા જીવનને નષ્ટ કરી રહી છે. ક્યાંક સ્વાદની પાછળ તમે લૂંટાઈ રહ્યા છો, તો ક્યાંક નકામાં સૌંદર્યો તમને પોતાની તરફ ખેંચી રહ્યાં છે. લૂંટાતા લૂટાતા તમારી બુદ્ધિ, વિવેક અને ડહાપણ બધું જ નષ્ટ થઈ ગયું છે. બહુ લૂંટાયા, હવે તો જાગો.

**ગફલત કી નીંદ છોડો, ઘંટા જગા રહા હૈ,**
**અપની યહ હરકતોં સે તુમકો સિખા રહા હૈ.**

જે સૂતાં જે સૂતાં રહે છે, તેમનું ભાગ્ય પણ સૂતું રહે છે. જે નિદ્રા છોડી ઊઠી જાય છે, જે ઊભો થઈ જાય છે, તેનું ભાગ્ય પણ ઊભું થઈ જાય છે. માટે આળસ, મોહ, નિદ્રા, અજ્ઞાન અને પ્રમાદને છોડીને જીવનમાં જાગૃતિ ઉત્પન્ન કરો; કારણ કે જાગૃતિથી જ કલ્યાણ થાય છે અને આળસમાં પડ્યા રહેવાથી જીવનનો સર્વનાશ થઈ જાય છે.

# ૧૧. દાન

**सहस्रहस्त सं किर।** – અથર્વ. ૩.૨૪.૫

(सहस्रहस्त) હજારો હાથેથી (सं किर) વહેંચો, દાન કરો.

દાનના મહિમાનું વર્ણન કરતાં એક કવિએ સુંદર કહ્યું છે –

**દાનેન ભૂતાનિ વશી ભવન્તિ દાનેન વૈરાણ્યપિ યાન્તિ નાશમ્ ,**
**પરોઽપિ બન્ધુત્વમુપૈતિ દાનૈર્દાનં હિ સર્વવ્યસનાનિ હન્તિ.**

અર્થાત્ 'દાનથી સર્વ પ્રાણીઓ વશ થઈ જાય છે, દાનથી શત્રુતાનો પણ નાશ થઈ જાય છે. દાનથી પારકાઓ પણ પોતાનાં થઈ જાય છે. વધુ તો શું કહેવું ? – દાન સઘળી બૂરાઈઓનો નાશ કરી દે છે.'

માટે તમે તમારા મિત્રોને મદદ કરો. જ્યારે બીજાને તમારાં ધન અને સમયની જરૂર હોય ત્યારે તમે એ ઉદારતાથી આપો, સંકોચ ન કરો. ધન, પુસ્તકો અને બીજી વસ્તુઓથી તમારા સાથી–મિત્રોને હંમેશાં મદદ કરતા રહો. તમે જે કંઈ જ્ઞાન–વિજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેનું દાન કરો, તેનો લાભ બીજાઓને આપતા રહો. તેમ કરવાથી તમારું જ્ઞાન–વિજ્ઞાન ઘટશે નહિ, પરંતુ વધશે. જો પ્રભુએ તમને ધન અને સંપત્તિ આપ્યાં છે, તો તેને ગરીબોમાં વહેંચતા રહો. બીજાઓને દુઃખી જોઈને તમારું હૃદય દ્રવિત થવું જોઈએ.

એક વ્યક્તિએ પોતાના પુત્રને થોડાક રૂપિયા આપી ફળ લેવા બજારમાં મોકલ્યો. પરંતુ બાળકે રસ્તામાં કેટલાક એવા લોકો જોયા કે જેમનાં તન ઉપર પૂરતાં વસ્ત્રો પણ ન હતાં, અને તેઓ ભૂખના માર્યા આમતેમ ગોથા મારી રહ્યા હતા. એ જોઈને બાળકને દયા આવી. તેણે તરત જ એ લોકોની ભૂખ દૂર કરવા માટે ખાવા–પીવાની કેટલીક વસ્તુઓ ખરીદી અને અતિ પ્રેમપૂર્વક ભેટ કરી. પોતાના આ કાર્યથી બાળકને પણ ખૂબ જ આનંદ થયો. તે ખાલી હાથે, પરંતુ મનોમન પુલકિત થતો પોતાના ઘરે પાછો ફર્યો. પિતાએ પૂછ્યું : 'બેટા ! ફળ ન લાવ્યો '?

પુત્રે કહ્યું : 'પિતાજી ! આજે તો હું આપના માટે ફળ નહિ, પરંતુ અમર–ફળ લઈ આવ્યો છું. મેં આપણા જ જેવા કેટલાક માણસોને ભૂખે ટળવળતા જોયા. મારાથી ન રહેવાયું અને મેં તેમની ભૂખની આગ શાંત કરવા મારી પાસેના તમામ રૂપિયા વાપરી નાખ્યા. એમની આજના દિવસની તો ભૂખ શાંત થઈ ગઈ. આપણે ફળ

ખાધાં હોત તો આપણાં મોં થોડી વાર માટે મીઠાં થાત, પરંતુ પિતાજી ! દાનનું ફળ તો અમર છે ને !' પિતા પણ ખૂબ જ ધાર્મિક હતા. આથી બાળકની વાત સાંભળીને તેઓ પણ ખૂબ જ પ્રસન્ન થયા અને પુત્રને ભેટી પડ્યા. આગળ જતાં આ જ બાળક સંત રંગદાસના નામે પ્રસિદ્ધ થયો.

તમે પણ આ વાતમાંથી પ્રેરણા લઈ તમારા જીવનમાં દાનની ભાવના જાગૃત કરો. દાન આપવામાં આનંદનો અનુભવ થાય છે. વિક્ટર હ્યુગો કહે છે – 'As the purse is emptied the heart is filled.' અર્થાત્ 'જેમ જેમ દાન કરવાથી પર્સ ખાલી થતું જાય છે, તેમ તેમ આપણું હૃદય ભરાતું જાય છે.'

એવું ન વિચારો કે તમારી પાસે બીજાઓને આપવા માટે કંઈ જ નથી. તમારી પાસે આપવા માટે બહુ બધું છે. ડેનીના શબ્દોમાં –

**'મનુષ્ય પાસે બીજાને આપવા માટે કેટલું બધું છે ! પ્રેમનો સાગર છે, સ્મિતનાં ફૂલ છે; અને આ બંને માટે કંઈ જ ખર્ચ પણ નથી કરવો પડતો. માટે ભાઈ ! શું વિચારો છો ? બીજાઓને આપવાનું શરૂ કરો ! તમારી ક્યારીનાં ફૂલ દિન–પ્રતિદિન ખરી રહ્યાં છે, જીર્ણ થઈને સડી રહ્યાં છે. તેને વહેંચતાં રહો. પોતે પણ ખીલો અને બીજાઓને પણ ખિલાવતા રહો.'**

## ૧૨. ઉદ્યોગ

### वावृधुः सौभगाय। – ઋ. ૫.૬૦.૫

(सौभगाय) ઐશ્વર્ય માટે (वावृधुः) ઉદ્યોગ – પરિશ્રમ કરો.

આળસ મનુષ્યનો સૌથી મોટો શત્રુ છે. આળસથી શરીર અને મન બંને નબળાં પડી જાય છે. આળસ અને પ્રમાદથી આપણાં કાર્યોની પ્રગતિ અટકી જાય છે. સવારે ઘડિયાળનું એલાર્મ વાગે છે, પરંતુ ઊઠી શકાતું નથી, આળસ આવે છે. નાહવું છે, પણ આળસ આવે છે કે – 'કોણ નાહય ? કાલે નાહશું, આમેય નાહવું કંઈ અનિવાર્ય થોડું છે ? આપણે એવું તો શું પાપ કર્યું છે કે નાહવું જ પડે ?' આવી જાતનાં અનેક બહાનાં આપણે શોધી લઈએ છીએ. 'ભાઈ ! મારાથી ભણાતું નથી. કોણ માથું ખાય ? ભણીને પણ શું વળવાનું છે ? જેમ તેમ કરીને પાસ તો

થઈ જવાના જ છીએ.' આના બદલે જો પિક્ચર જોવા કે કોઈ પાર્ટી વગેરેમાં જવાનું હોય તો રાતના બાર પણ કેમ નથી વાગ્યા, ગમે ત્યારે તૈયાર ! જો કોઈ સારી વાત કરવાનું સૂચવે તો પહેલાં તો તરત આનાકાની જ કરશે. અનેક ખોટાં બહાનાં અને મુશ્કેલીઓ બતાવશે – 'આજે મારું માથું દુઃખે છે, આજે મારાથી ચાલી નથી શકાતું' વગેરે. આ રીતે આળસ આપણા જીવનમાં પેસી તેને બરબાદ કરી રહી છે. માટે તમે આળસને ખંખેરી ઉદ્યમી બનો. ભર્તૃહરિજીએ કહ્યું છે–

**આલસ્યં હિ મનુષ્યાણાં શરીરસ્થો મહાન્ રિપુઃ,**
**નાસ્ત્યુદ્યસમસો બન્ધુઃ કૃત્વા યં નાવસીદતિ.**

અર્થાત્ 'શરીરમાં ઘર કરી ગયેલી આળસ મનુષ્યનો સૌથી મોટો શત્રુ છે, અને ઉદ્યોગ – નિરંતર કાર્યરત રહેવા – સમાન કોઈ બંધુ કે સાથી નથી. ઉદ્યમને પોતાનો સહાયક બનાવનાર મનુષ્ય કદી પણ દુઃખી થતો નથી.'

હે યુવાન ! તું તારી શક્તિઓને ઓળખ. તું તુચ્છ નથી, તું મહાન છે, અનંત શક્તિઓનો પુંજ છે. તું તો સ્વયં પારસમણિ છે, જે કોઈ પદાર્થને તું અડકીશ તે સોનું થઈ જશે ! બસ, જરૂર છે ફક્ત એ જ વાતની કે તું નિરંતર ઉદ્યોગ કર, મહેનત કર; ક્યારેય બેકાર અને નવરો ન બેસ, કઠોર પરિશ્રમ કર. સંસ્કૃતના એક કવિના શબ્દોમાં – **અંગાનાં મર્દનં કૃત્વા શ્રમસંજાતવારિણા.** અર્થાત્ 'શરીરથી એટલો બધો પરિશ્રમ કરો કે કર્મ કરતાં–કરતાં શરીર પર પરસેવાની ધાર વહેવા માંડે.' ધન, સંપત્તિ, ઐશ્વર્ય, લક્ષ્મી વગેરે તેને જ મળે છે, જે હંમેશાં નિરંતર ઉદ્યોગ અથવા પુરુષાર્થ કરે છે. એક કવિએ કહ્યું છે –

**પુરુષારથ હી ઈસ દુનિયા મેં સબ કામના પૂરી કરતા હૈ,**
**મન–ચાહા ફલ ઉસને પાયા જો આલસી બનકે પડા ન રહા.**

આપણું શરીર એક નાવ છે. જીવાત્મા તેને ચલાવનાર – નાવિક છે, અને આ સંસાર એક મહાન સમંદર છે. ફક્ત ઉદ્યોગી વ્યક્તિ જ આ સમંદરને પાર કરી શકે છે, આળસુ અને પ્રમાદી નહિ.

જો તમે ઐશ્વર્ય પ્રાપ્ત કરવા ઇચ્છતા હો, જો તમે સંસાર–સાગરને સફળતાપૂર્વક પાર કરવા ઇચ્છતા હો, તો ગંગાના પ્રવાહની જેમ અખંડ પુરુષાર્થ કરતા રહો; આળસુ ન બનો, કર્મવીર બનો. ઉદ્યોગી વ્યક્તિ માટે કોઈ પણ વસ્તુ દુર્લભ નથી.

# ૧૩. સ્વાવલંબન

## स्वं  महिमानमायजताम् । – યજુ. ૨૧.૪૭

(स्वम्) પોતાનો (महिमानम्) મહિમા – યશ (आयजताम्) વધારો – ફેલાવો.

વેદની આ સૂક્તિમાં સ્વાવલંબનનો દિવ્ય સંદેશ આપવામાં આવ્યો છે. જીવનમાં સફળતા મેળવવા માટે સ્વાવલંબી હોવું ખૂબ જ જરૂરી છે. સ્વાવલંબનથી જીવનના દરેક ક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરી શકાય છે. માટે ઉન્નતિ કરવા ઈચ્છતી દરેક વ્યક્તિ માટે સ્વાવલંબી બનવું પરમ આવશ્યક છે. જેમ્સ એલને બહુ જ સુંદર વાત લખી છે –

**'મનુષ્યે પોતાના તથા પોતાના સમાજના કલ્યાણ માટે પરિશ્રમ કરવો જોઈએ. જ્યાં સુધી તે લંગડો ન થઈ જાય, જ્યાં સુધી તે અપંગ ન થઈ જાય, ત્યાં સુધી તેણે બીજાઓના આશ્રયે ન રહેવું જોઈએ. જો બીજાના આશ્રયે રહેવામાં સ્વતંત્રતા હોય, તો એને હલકા દરજ્જાની દાસતા જ સમજવી જોઈએ. જે વ્યક્તિ બીજાના આશ્રયે રહે છે, તેનું સમય આવ્યે લોકો ખુલ્લંખુલ્લા અપમાન કરે છે.'**

સાચા સ્વાવલંબી લોકો પોતાના કોઈ પણ કાર્યમાં કોઈની પણ સહાયતા લેતા નથી. એક માણસ ઘોડેસવારી રહ્યો હતો. તેનો ચાબુક નીચે પડી ગયો. તે ઘોડા ઉપરથી નીચે ઊતર્યો, પોતાનો ચાબુક લીધો અને પાછો ઘોડા ઉપર સવાર થઈ ગયો. તેની સાથે ચાલતાં આવતા લોકોએ તેને કહ્યું : 'તમે ખોટી તકલીફ લીધી, એ ચાબુક તો અમે પણ તમને આપી શક્યા હોત.' ઘોડેસવારે કહ્યું : 'નાનાં નાનાં કામમાં બીજાની મદદ લેવાથી માણસના આત્મામાં એક જાતની આળસ ઘૂસી જાય છે, અને પછી તે માણસ હંમેશાં બીજાનાં મોં તાકતો રહે છે, પરાવલંબી થઈ જાય છે. દરેક કામ કરતી વખતે તે એવું વિચારે છે કે – 'મારું આ કામ કોઈ બીજા કરી આપે તો સારું.'

તમે પણ આ ઘટનામાંથી બોધપાઠ લઈ સ્વાવલંબી બનો.

એક નાનકડી બાળાએ દાખવેલી સ્વાવલંબનની ભાવના જુઓ : શ્રી રવિશંકર મહારાજ એક ગામમાં સવા મણ ગોળની વહેંચણી કરતા હતા. જ્યારે તેઓ એક નાનકડી બાળાને ગોળ આપવા લાગ્યા તો એ બાળા બોલી : 'હું આ ગોળ લઈશ નહિ.'

મહારાજે પૂછ્યું : 'કેમ ?' પેલી બાળાએ જવાબ આપ્યો : 'ભગવાને આપણને સૌને બે હાથ આપ્યા છે, અને પેટ તો એ બંનેની વચ્ચે આપ્યું છે. આથી વ્યક્તિએ મફતનું કંઈ જ ન લેવું જોઈએ. સ્વાવલંબી બનીને પોતાના બાહુબળથી કમાવું જોઈએ.'

હવે એક યુવકનો પ્રસંગ જુઓ : એક વ્યક્તિને લોટરીમાં લાખો રૂપિયા મળ્યા. તેણે એ બધા જ રૂપિયા પોતાના પુત્રને મોકલી આપ્યા કે જેથી તેનું જીવન બરાબર સુખપૂર્વક પસાર થઈ શકે. પરંતુ પુત્રે એ રૂપિયા પિતાજીને પરત મોકલી આપ્યા અને સાથે એક સંદેશ પણ મોકલ્યો કે, 'પ્રભુએ મને બે હાથ આપ્યા છે; માટે મારે મારા જીવન માટે સ્વયં કંઈક કરવું જોઈએ.'

યુવાનો ! ભાગ્યની ફરિયાદ કરવી વ્યર્થ છે. તમે પોતે જ તમારા ભાગ્યના નિર્માતા અને વિધાતા છો. તમારે પોતે જ તમારો માર્ગ કરવો પડશે. તમારા મહિમાની વૃદ્ધિ બીજા કોઈ નહિ કરી શકે, એ માટે તો તમારે જાતે જ કટિબદ્ધ થવું પડશે. સ્વામી વિવેકાનંદજીના શબ્દો ધ્યાનમાં રાખો – 'વ્યક્તિ હોય કે રાષ્ટ્ર, દરેકે પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવું જોઈએ.'

# ૧૪. યશસ્વી જીવન

**यशो गृहीत्वा पृथिवीमनु सं चरेम।** – અથર્વ. ૧૯.૫૮.૩

અમે (यशः गृहीत्वा) યશસ્વી થઈને (पृथिवीम्) પૃથ્વી ઉપર (अनु सं चरेम) વિચરીએ.

અમે યશસ્વી થઈને પૃથ્વી ઉપર વિચરીએ; કારણ કે –

**જિસકા ન જગત્ મેં ગૌરવ માન કહીં હૈ,**
**વહ નિજ માતા કા મલ હૈ, પુત્ર નહીં હૈ.**

સંસ્કૃતના એક કવિએ કહ્યું છે –

**યાઽધ્રુવેણાત્મના નાથા ન ધર્મં ન યશઃ પુમાન્,**
**ઈહતે ભૂતદયયા સ શોચ્યઃ સ્થાવરૈરપિ.**

અર્થાત્ 'જે મનુષ્ય સમર્થ હોવા છતાંય નાશવાન શરીર દ્વારા પ્રાણીઓ ઉપર દયા કરીને ધર્મ અને યશને પ્રાપ્ત કરવાની ઈચ્છા, ચેષ્ટા અને પ્રયત્ન નથી

કરતો, તે તો વૃક્ષ કરતાં પણ હીન કક્ષાનો છે; કારણ કે વૃક્ષ વગેરે પણ પોતાના શરીર થકી બીજાનો ઉપકાર કરે છે.'

**'કીર્તિ નહીં તો જીવન ફીકા'** – આથી તમે યશ મેળવવા માટે પ્રયત્ન કરો, અને એ માટેનો સીધો અને સરળ માર્ગ છે : તમારાથી મોટા હોય અર્થાત્ માતા–પિતા, ગુરુજનો તથા સગા–સંબંધીઓ વગેરેનો આદર કરો, તમારા બરોબરિયા સાથે મિત્રભાવ કેળવો, પુણ્યાત્માઓની બોધપ્રદ વાણી તથા સદાચાર મુજબ પોતાનું જીવન બનાવો, અને તમારા કરતાં જે નાના હોય તેમની સાથે પ્રેમપૂર્વક વર્તાવ કરો.

યશ મેળવવા માટેનો એક બીજો માર્ગ પણ છે : તમારા જીવનને નિર્દોષ બનાવો. કોઈ પણ અંગથી કોઈ બૂરાઈ કે કુચેષ્ટા ન કરો. ખોટાં કર્મ, ખરાબ વિચાર અને વિષયોનું વધારે પડતું સેવન ત્યજી દો. એમાં ફસાવાથી અપયશ જ મળે છે. કપાઈ જાય એ પગ, જે ગેરરસ્તે ચાલે છે. કપાઈ જાય એ હાથ, જે કોઈની મદદ નથી કરી શકતા. કપાઈ જાય એ જીભ, જે સદા બીજાની નિંદા જ કરતી રહે છે. ફૂટી જાય એ આંખ, જેમાં કરુણાના આંસુ નથી આવતા. પથ્થર છે એ હૃદય, જેમાં સમાજ, દેશ અને રાષ્ટ્ર માટે કોઈ પ્રેમ નથી.

હંમેશાં ઉત્તમ કર્મ કરો. એવાં કર્મ કરો કે જેથી ઘરમાં તમારો યશ થાય, શાળા–કોલેજમાં તમારો યશ થાય, રમતગમતના મેદાનમાં તથા વ્યાયામશાળામાં તમારો યશ થાય, સભાઓમાં તમારી કીર્તિ થાય, ફળિયામાં, શેરીમાં અને સમાજમાં સર્વત્ર તમારો યશ થાય.

આજે સંસારમાં દધીચિનો યશ છે. શંકરાચાર્યનું માન–સન્માન છે. મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ માટે દરેકના હૃદયમાં પૂજ્યભાવ છે. યોગેશ્વર શ્રીકૃષ્ણનું નામ આજે પણ આપણે લઈએ છીએ. મહર્ષિ દયાનંદની કીર્તિ ચોતરફ ફેલાયેલ છે. ટિળક અને સુભાષચંદ્રને આજે પણ આપણે યાદ કરીએ છીએ. શા માટે ? એટલા જ માટે કે તેઓએ શ્રેષ્ઠ કર્મ કર્યાં હતાં. દધીચિએ બીજાઓને માટે પોતાનાં હાડકાં સુધ્ધાં દાન કરી દીધાં. શ્રીરામ યુવાવસ્થામાં રાજપાટ છોડી વનમાં ચાલ્યા ગયા. શ્રીકૃષ્ણે ખંડિત ભારતને અખંડ બનાવવામાં પોતાનું જીવન લગાવી દીધું. મહર્ષિ દયાનંદે બીજાઓને સત્યોપદેશરૂપી અમૃતપાન કરાવતાં કરાવતાં પોતે હળાહળ ઝેર પીધું. માટે તમે પણ શ્રેષ્ઠ કર્મ કરો અને યશસ્વી થઈને જ આ પૃથ્વી ઉપર વિચરો.

# ૧૫. વેદાધ્યયન

## **मिमीहि श्लोकमास्ये।** – ઋ. ૧.૩૮.૧૪

(श्लोकम्) વેદમંત્ર અથવા મંત્રો (आस्ये) અમારાં મુખમાં (मिमीहि) ભરી લઈએ.

સંસારનાં પુસ્તકાલયોમાં સૌથી પ્રાચીન ગ્રંથ વેદ છે. એટલું જ નહિ, બલ્કે વેદ સંસારના સાહિત્યનો મુકુટમણિ છે. વેદ અણમોલ રત્ન છે. વેદના દરેક અધ્યાય, મંડલ તથા સૂક્તમાં રત્નો પડ્યાં છે. વેદના દરેક શબ્દમાંથી, દરેક અક્ષરમાંથી અમૃતરસની ધારા વહે છે. આથી વેદોનો અભ્યાસ કરવો એ ખૂબ જ મહત્ત્વનું કાર્ય છે. ગુરુ નાનકદેવજી કહે છે –

**દીવા બલે અંધેરા જાઈ, વેદપાઠ મતિ પાપાં ખાઈ.**

કબીરજીએ પણ ખૂબ જ સુંદર કહ્યું છે –

**વેદ કતેબ કહો મત ઝૂંઠે, જો ન વિચારે સો ઝૂંઠે.**

સ્વામી વિવેકાનંદનું કહેવું છે : **'હિંદુ (વૈદિક) ધર્મનો જન્મ વેદમાંથી થયો છે; અને વેદ અનાદિ, અનંત અને અપૌરુષેય છે.'**

સંસારમાં વેદ કરતાં શ્રેષ્ઠ બીજું કોઈ શાસ્ત્ર નથી. આપણે આવા ઉપયોગી ગ્રંથનો પ્રીતિપૂર્વક – શ્રદ્ધાપૂર્વક પાઠ કરવો જોઈએ. પાઠ કર્યા બાદ આપણે આપણાં કર્તવ્યો નિશ્ચિત કરવાં જોઈએ. જેમ ટોર્ચ આપણને અંધારામાં પ્રકાશ આપે છે, તેમ વેદ પણ આપણને જ્ઞાન–પ્રકાશ આપે છે, આપણને કર્તવ્ય–અકર્તવ્યનું જ્ઞાન કરાવે છે. વેદ આપણને સાંસારિક તેમ જ આધ્યાત્મિક બંને પ્રકારનું ઉચ્ચ જ્ઞાન આપે છે.

વેદનો સ્વાધ્યાય કરવાથી આપણે પાપોથી બચી જઈએ છીએ, અર્થાત્ આપણી પાપવૃત્તિઓ નાશ થઈ જાય છે. આપણું જીવન ઉન્નત બનતું જાય છે. આપણા જીવનમાં આશા અને ઉલ્લાસનો સંચાર થાય છે. આપણું જીવન શાંત, પવિત્ર અને નિર્વિકાર થતું જાય છે. વેદનો સ્વાધ્યાય આપણને કુપથથી દૂર કરી સન્માર્ગના પથિક બનાવે છે. જ્યારે આપણે સન્માર્ગથી વિચલિત થવા જઈએ છીએ, ત્યારે વેદ આપણને સચેત–સાવધાન કરી આપણું રક્ષણ કરે છે.

વેદ જ્ઞાન–વિજ્ઞાનના અગાધ ભંડાર છે. તૃણથી માંડી પરમાત્મા પર્યંત સકળ પદાર્થોનું જ્ઞાન વેદોમાં છે. વેદ અખિલ વિદ્યાઓનો સ્રોત છે. વેદોને ભણવામાં જ કલ્યાણ છે. સંત વિનોબાજી ૧૯૨૫માં કોંગ્રેસના સભ્ય હતા. એ જ દિવસોમાં એમને નાગપુર એક સભામાં જવાનું થયું. તેઓ ટ્રેનમાં વાંચવા માટે ઋગ્વેદ સાથે લઈ ગયા. સભાની શરૂઆતમાં એક વ્યક્તિએ સભાને નિયમ અનુસાર ગેરકાનૂની ઠેરવી. જ્યારે બીજા કોઈએ કહ્યું કે, નિયમ અનુસાર વિશેષ સંજોગોમાં જલદી સભા બોલાવવાનો હક્ક છે. અંતે નિર્ણય લેવાયો કે સભા ગેરકાનૂની નથી અને પછી એજન્ડા પ્રમાણે ચર્ચા શરૂ થઈ. થોડી વારમાં ભોજન માટે સભા સ્થગિત થઈ. રાત્રે સભા ફરી મળી, પરંતુ એમાં વિનોબાજી ન ગયા. બીજે દિવસે વર્ધા પહોંચી તેમણે કમિટી તથા કોંગ્રેસના પ્રાથમિક સભ્યપદેથી રાજીનામું આપી દીધું; કારણ કે સંસ્થામાં રહેવું હોય તો બંધારણનો અભ્યાસ કરવો જરૂરી હતો.

વિનોબાજીના શબ્દોમાં : ‘હવે હું ઋગ્વેદનું અધ્યયન કરું કે આ બંધારણનું ? બંધારણના અધ્યયનમાં સાર નથી, વેદ–ઉપનિષદના અધ્યયનમાં જ કલ્યાણ છે – આમ વિચારી હું એ સંસ્થાથી મુક્ત થયો.’

આપણે પણ આ સત્ય ઘટનામાંથી પ્રેરણા લઈ દરરોજ વેદોનો અભ્યાસ કરવો જોઈએ. સારાં પુસ્તકો પાછળ પણ થોડોક ખર્ચ કરવો જોઈએ. નાનું કે મોટું, પરંતુ પોતાનું એક વૈદિક પુસ્તકાલય જરૂર હોવું જોઈએ, અને દરરોજ વેદોનો સ્વાધ્યાય કરવો જોઈએ.

## ૧૬. આત્મવિશ્વાસ

**अहमिन्द्रो न परा जिग्ये ।** – ઋ. ૧૦.૪૮.૫

(अहम्) હું (इन्द्रः) ઈન્દ્ર છું, (न परा जिग्ये) હું ક્યારેય હારી નથી શકતો.

આત્મવિશ્વાસી બનો. આત્મવિશ્વાસ સમક્ષ કોઈ પણ કાર્ય અસંભવ નથી રહેતું. જ્યારે મનુષ્યના હૃદયમાં એવો વિશ્વાસ ઉત્પન્ન થઈ જાય છે કે, ‘ હું આ કાર્ય કરી શકું છું’, ત્યારે સંસારની કોઈ પણ તાકાત તેને હરાવી નથી શકતી. આત્મવિશ્વાસના સમંદરમાં જ્યારે ભરતી આવે છે, ત્યારે એ હિમાલય

જેવા મહાન પર્વતને પણ તણખલા તુલ્ય સમજીને ખેંચી જાય છે. આત્મવિશ્વાસ સામે પર્વત પણ ઝૂકી જાય છે, સાગર પણ શાંત થઈ જાય છે, સરિતાઓ પણ સૂકાઈ જાય છે અને સૂરજ પણ પરમાણુ બની જાય છે. આત્મવિશ્વાસ ધરાવતો મનુષ્ય મુશ્કેલીઓથી ભાગતો નથી, પરંતુ તેનો વીરતાપૂર્વક સામનો કરે છે. એટલું ન નહિ, પરંતુ તે મૃત્યુથી પણ ગભરાતો નથી.

શત્રુઓએ કાલોનાના સ્ટીફનને બંદી બનાવી પૂછ્યું : 'બતાવો, તમારો કિલ્લો ક્યાં છે ?' સ્ટીફને પોતાના હૃદય પર હાથ મૂકીને કહ્યું : 'અહીં છે.' આ છે આત્મવિશ્વાસની તાકાત !

તમે ક્યારેય એવું ન વિચારો કે 'હું દીન છું, બેકાર છું, નબળો છું, મારું ક્યાં એવું નસીબ છે કે હું સમૃદ્ધ થાઉં, હું તો તુચ્છ છું, ક્ષુદ્ર છું.' આવી હીન ભાવનાઓ તમારા જીવનને ઉન્નત નથી કરતી, બલ્કે પતનની તરફ લઈ જાય છે. માટે તમે હંમેશાં એવું વિચારો કે, 'હું તો મહાન છું, મારી શક્તિ મહાન છે, હું પર્વતોને ઉડાડી શકું છું, સમંદરોને પાર કરી શકું છું, આ પૃથ્વીને દડાની જેમ અહીંથી ત્યાં ફેંકી શકું છું.' એવું વિચારો કે, 'હું હાડ–માંસનો નિર્જીવ પિંડ નથી, બલ્કે એક ચેતન આત્મા છું, જેનું કદી મૃત્યુ નથી થતું, જેનો કદી પરાજય નથી થતો, મારામાં દિવ્ય શક્તિ રહેલી છે, સંસારમાં એવું કોઈ કાર્ય નથી કે જે હું ન કરી શકું.'

વેદ અને ધર્મશાસ્ત્રોમાં માનવજીવનને ઉચ્ચ બનાવનારાં સેંકડો અને હજારો વાક્યો પડેલાં છે. એ ખરી વાત છે કે મનુષ્યમાં અનેક નાની–મોટી ખામીઓ, ત્રુટિઓ અને દોષો રહેલાં હોય છે, પરંતુ પોતાની જાતને વારંવાર નિર્બળ અને પાપી કહેનાર વ્યક્તિ પોતાની નબળાઈઓ જ વધારે છે. જે પ્રજા અને જે વ્યક્તિ દરરોજ 'પાપોઽહં પાપકર્માહં પાપાત્મા પાપસંભવઃ'નો પાઠ કરે છે અથવા 'મૈં મૂરખ ખલ કામી'નો જ જાપ કરે છે, તે આજ નહિ તો કાલ, કાલ નહિ તો પરમ દિવસ એવી જ અવસ્થાને પ્રાપ્ત કરે છે. માટે એવા હીન વિચારોને તમારી નજીક પણ ન ફરકવા દો. એથી ઊલટા, વેદના શબ્દોમાં આવી પ્રાર્થના કરો –

**અદીનાઃ સ્યામ શરદઃ શતમ્.**– યજુ. ૩૬.૨૪

અર્થાત્ 'અમે સો વર્ષ સુધી દીનતારહિત જીવન વ્યતીત કરીએ.'

તમારી ભાવનાઓ બદલો. હીન ભાવનાઓ છોડી તમારા જીવનમાં

આત્મવિશ્વાસની દિવ્ય અને ઉચ્ચ ભાવનાઓ ભરો. એમ કરશો તો તમે પ્રત્યેક ક્ષેત્રમાં સફળ થશો.

સિંહ પોતાના આત્મવિશ્વાસને લીધે જ પોતાના કરતાં આઠ–દસ ગણા મોટા હાથી સામે નિર્ભય બનીને લડે છે. તેની આત્મવિશ્વાસ ભરી એક જ ગર્જનાથી હાથી ધ્રૂજી ઊઠે છે. તમે પણ ક્યારેય તમારા આત્માનું પતન ન થવા દેશો. કમર કસીને સ્વયંના ઉદ્ધાર માટે સદા તૈયાર રહો.

## ૧૭. પ્રાતઃ જાગરણ

**प्राता रत्नं प्रातरित्वा दधाति।** – ઋ. ૧.૧૨૫.૧

(प्रातः इत्वा) વહેલી સવારે જાગનાર (प्रातः) પ્રભાતમાં (रत्नम्) ઐશ્વર્ય (दधाति) ધારણ કરે છે.

વહેલી સવારે ઊઠવાના અનેક લાભ છે. એ સમયે સ્વાસ્થ્યપ્રદ હવા વહેતી હોય છે, જેને 'વીર વાયુ' પણ કહે છે. તેના સેવનથી શરીરમાં બળ વૃદ્ધિ પામે છે, ચહેરા પર કાંતિ વધે છે, મન હંમેશાં પ્રસન્ન રહે છે, બુદ્ધિ તીવ્ર બને છે અને શરીરનાં તમામ અંગો નિરોગી રહે છે. આથી ઊલટું, જે લોકો સૂર્યોદય થયા પછી પણ સૂતા રહે છે, તેઓ અનેક પ્રકારની વ્યાધિઓના શિકાર બને છે, આળસ અને પ્રમાદ વધતાં જાય છે અને કોઈ પણ કામ કરવાનું મન નથી થતું. વહેલી સવારે ઉષારૂપી દેવી પોતાના બંને હાથે સ્વાસ્થ્ય, બુદ્ધિ, બળ, આરોગ્ય અને દીર્ઘાયુ જેવાં રત્નોની લહાણી કરે છે. જે એ સમયે જાગે છે, તે જ આ બધું પ્રાપ્ત કરી શકે છે. એક કવિએ કહ્યું છે –

**હર રાત કે પિછલે પહર મેં ઈક દૌલત લુટતી રહતી હૈ,**
**જો જાગત હૈ સો પાવત હૈ, જો સોવત હૈ સો ખોવત હૈ.**

મહાપુરુષ બનવાને સવારે વહેલાં ઊઠી જવા સાથે ખૂબ ઘનિષ્ટ સંબંધ છે. જો તમે મહાપુરુષ બનવા ઈચ્છતા હો તો સવારે વહેલાં ઊઠી જવાનો અભ્યાસ કરો. મહર્ષિ દયાનંદ તો સવારમાં લગભગ બે વાગે જ ઊઠી જતા અને શૌચાદિથી નિવૃત્ત થઈ ત્રણ વાગે તો સમાધિમાં બેસી જતા. નેપોલિયન બોનાપાર્ટ પણ ફક્ત ચાર જ કલાક સૂવામાં વિશ્વાસ કરતો હતો. પંડિત જવાહરલાલ નેહરુ પણ બહુ જ ઓછું સૂતા હતા અને સવારે ખૂબ જ વહેલાં ઊઠી જતા હતા. માટે જો તમે પણ

મહાપુરુષ બનવા ઇચ્છતા હો તો સવારમાં વહેલાં ઊઠવાનો અભ્યાસ કરો.

મહર્ષિ મનુનો આદેશ છે કે પ્રાતઃ બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠી ધર્મ, અર્થ, શરીરના દોષો અને તેનાં કારણો તથા વેદોનું ચિંતન કરવું જોઈએ. પરંતુ આજે તો પરિસ્થિતિ સાવ બદલાઈ ગઈ છે. આજે તો એવી સ્થિતિ છે કે એક માતા પોતાના દિકરાને ઉઠાડવા લાગી કે, 'બેટા, ઊઠ, જો તો ખરા, સૂરજ કેટલો ચઢી ગયો છે.' દિકરો કહે છે કે, 'માતા, તું પણ ખરી છે ! સૂરજ તો રાતના બે વાગે નીકળે એટલે શું મારે પણ બે વાગે ઊઠી જવું ?' હવે જો લોકો પ્રાતઃકાળ ઊઠતા જ ન હોય, તો પછી ધર્મ, અર્થ અને વેદોના ચિંતનની તો વાત જ શી કરવી ? આજે તો 'ટુડે (Today) સ્મૃતિ' મુજબ આવું થઈ રહ્યું છે –

**સૂર્યાતપેડવબુધ્યેચ્ચ બીડીં ટીં ચાનુચિન્તયેત્,**
**દમ્ભં છલં પરદ્રોહં કલિતત્ત્વાર્થમેવ ચ.**

અર્થાત્ 'બહુ જ દિવસ ચઢી જાય પછી ઊઠવું જોઈએ, ઊઠીને ચાય તથા બીડીનું ચિંતન કરવું જોઈએ, તથા બીજાઓની સાથે છળ, દંભ અને દ્રોહ કરવો – જે કળિયુગનું તત્ત્વ છે – તેના પર વિચાર કરવો જોઈએ.'

તમે આવું ના કરશો. સૂર્યોદય પહેલાં જ ઊઠી જવાની ટેવ રાખજો. ફક્ત ઊઠી જવાથી જ કંઈ નહિ થાય. વહેલાં ઊઠી ભ્રમણ કરો, વ્યાયામ કરો, તમારા પાઠ યાદ કરો, સ્વાધ્યાય કરો, સંધ્યા કરો. ત્યારે જ પ્રાતઃજાગરણનો ખરો લાભ મળશે.

## ૧૮. સત્સંગ

**जानता सं गमेमहि।** – ઋ. ૫.૫૧.૧૫

અમે (जानता) જ્ઞાની લોકોનો (सं गमेमहि) સત્સંગ કરીએ.

સત્સંગનો મહિમા છે. સંત તુલસીદાસજી કહે છે –

**સઠ સુધરહિં સત સંગતિ પાઈ.**

અર્થાત્ 'સજ્જન પુરુષોનો સંગ પામીને મૂરખ અથવા દુષ્ટ મનુષ્ય પણ સુધરી જાય છે.'

તમે કાલિદાસનું નામ તો સાંભળ્યું જ હશે. તે શરૂમાં સાવ અજ્ઞાની હતા.

કેટલાક પંડિતોએ ખૂબ જ વિચિત્રતાપૂર્વક કાલિદાસનાં લગ્ન વિદ્યોત્તમા નામની અત્યંત વિદુષી કન્યા સાથે કરી નાખ્યાં. જ્યારે વિદ્યોત્તમાને કાલિદાસની મૂર્ખતાની ખબર પડી તો તેણે કાલિદાસને ઘરની બહાર કાઢી મૂક્યા. પોતાના અપમાનથી દુ:ખી થઈ ગયેલા કાલિદાસ વિદ્યા–અધ્યયન કરવા લાગ્યા અને બહુ જ ટૂંક સમયમાં મહાકવિ બની ગયા.

વિષયોના કીચડમાં ફસાયેલા તુલસીદાસજી પણ પોતાની પત્નીના સત્સંગથી જ મહાત્મા તુલસીદાસ બન્યા હતા.

એક તલાટી હતા. નામ હતું ફૂલસિંહ. કુસંગને કારણે તેમને માંસ ખાવાની ટેવ પડી ગયેલી અને લાંચ–રુશવત પણ લેતા હતા. જ્યારથી તેઓ આર્યસમાજના સત્સંગમાં આવવા લાગ્યા ત્યારથી તેમણે માંસ ખાવાનું છોડી દીધું અને લાંચ લેવાનું પણ બંધ કરી દીધું. એટલું જ નહિ, તેમણે પોતાની જમીન વેચી જે જે લોકો પાસેથી પોતે લાંચ લીધી હતી તેમને એ રકમ પરત પણ કરી. કેટલો મહાન આદર્શ છે ! સંસારમાં આવું ઉદાહરણ ભાગ્યે જ જોવા મળશે. આ જ છે સત્સંગનો પ્રભાવ !

એક યુવક હતા. તેમનું નામ હતું – મુંશીરામજી. કુસંગમાં પડી જવાથી તેમને દારૂની લત પડી ગઈ અને નાસ્તિક પણ થઈ ગયા. પરંતુ જ્યારે મહર્ષિ દયાનંદનો થોડો સત્સંગ મળ્યો તો મુંશીરામની કાયાપલટ થઈ ગઈ. શરાબી અને નાસ્તિક મુંશીરામ સદાચારી અને પરમ આસ્તિક બની ગયા. આગળ જતાં આ જ મુંશીરામ સ્વામી શ્રદ્ધાનંદજીના નામે વિખ્યાત થયા. હરદ્વારનું જગવિખ્યાત કાંગડી ગુરુકુળ તેમણે જ ઊભું કર્યું હતું. આમ સત્સંગથી જ જાણે કેટકેટલા લોકોની જીવનધારા બદલાઈ ગઈ હશે.

માટે જીવનને દિવ્ય અને મહાન બનાવવા માટે તમે પણ સત્સંગ કરો. એક કવિએ કહ્યું છે –

**ચન્દનં શીતલં લોકે ચન્દનાદપિ ચન્દ્રમા,**
**ચન્દનચન્દ્રયોર્મધ્યે શીતલા સાધુસંગતિઃ.**

અર્થાત્ 'ચંદન શીતળ છે, પરંતુ ચંદ્ર ચંદનથી પણ શીતળ છે; અને શ્રેષ્ઠ પુરુષોનો સંગ એ તો આ બંને કરતાં પણ અધિક શીતળ છે.'

જેમ બાવળના ઝાડ નીચે બેસવાથી કાંટા જ વાગે છે, તેમ ખરાબ

લોકોની સંગતથી દુઃખ જ વધે છે. માટે દુષ્ટોથી હંમંશાં દૂર જ રહો. જેઓ નાસ્તિક છે, જેમની ધર્મ અને ઈશ્વરમાં શ્રદ્ધા નથી, એવી વ્યક્તિઓથી દૂર રહો. જો તમે મહાન બનવા ઈચ્છતા હો, તો હંમેશાં સજ્જન પુરુષોનો સત્સંગ કરો. કારણ કે –

**જાહિ બડાઈ ચાહિએ, તજૈ ન ઉત્તમ સાથ,**
**જ્યોં પલાસ સંગ પાન કે પહુંચે રાજા હાથ.**

# ૧૯. પરોપકાર

## यजध्वं हविषा तना गिरा । – ઋ. ૨.૨.૧

(तना) તન અર્થાત્ શરીર (गिरा) વાણી અર્થાત્ મન અને (हविषा) ધનથી (यजध्वम्) યજ્ઞ કરો.

વૈદિક ધર્મમાં યજ્ઞનું ખૂબ જ મહત્ત્વ છે. વૈદિક જીવનમાં યજ્ઞ ઓતપ્રોત છે. બ્રહ્મચારી હોય કે ગૃહસ્થી, અથવા વાનપ્રસ્થી – યજ્ઞ સૌના માટે અનિવાર્ય છે. વેદ પ્રત્યેક વ્યક્તિને યજ્ઞ કરવાનો આદેશ આપે છે. આપણે આપણાં શરીર, વાણી અને ધનથી યજ્ઞ કરવો જોઈએ.

યજ્ઞ કરતાં પહેલાં આપણે યજ્ઞનો અર્થ સમજી લઈએઃ યજ્ઞનો અર્થ ફક્ત ઘી, સામગ્રી અને સમિધા વગેરે લઈ એ બધું 'સ્વાહા..સ્વાહા' બોલતાં જઈ યજ્ઞકુંડમાં નાખતાં જવું એ જ નથી. જોકે યજ્ઞના આવા અર્થનો પણ નિષેધ નથી, પરંતુ આ પણ યજ્ઞનો એક અર્થ છે અને આ યજ્ઞથી પણ સંસારનું મહાન કલ્યાણ થાય છે. આ યજ્ઞ દ્વારા હવા શુદ્ધ થાય છે, હવા શુદ્ધ થવાથી વરસાદ પણ ઉત્તમ થાય છે, વરસાદથી અન્ન પણ ઉત્તમ પાકે છે, અને ઉત્તમ અન્નથી આપણું સ્વાસ્થ્ય પણ ઉત્તમ બને છે. આમ આ યજ્ઞનું પણ આગવું મહત્ત્વ છે. પરંતુ આ તો યજ્ઞનો એક અર્થ થયો. 'યજ્ઞ' શબ્દ સંકુચિત નથી, ખૂબ જ વ્યાપક છે. યજ્ઞ શબ્દ 'યજ્' ધાતુથી બન્યો છે. એનો અર્થ છે : ઈશ્વર અને વિદ્વાનોની પૂજા અર્થાત્ યથાયોગ્ય વ્યવહાર, સંગતિકરણ અને દાન. યજ્ઞનો એક અર્થ શ્રેષ્ઠતમ કર્મ પણ થાય છે. આમ યજ્ઞના બીજા પણ અનેક અર્થ છે. અહીં યજ્ઞનો અર્થ પરોપકાર છે.

માટે આ સૂક્તિનો અર્થ થયો : તન, મન અને ધનથી પરોપકાર કરો. કેટલો સુંદર ઉપદેશ છે ! પરોપકારી બનો. પોતાનું જીવન યજ્ઞ સમાન બનાવો.

પોતાની સમિધા, સામગ્રી અને ઘી – બધું જ ભસ્મ કરતાં કરતાં બીજાઓને સુગંધ પહોંચાડવી, બીજાઓનું કલ્યાણ કરવું એ જ એનું લક્ષ્ય છે. આ જ માનવમાત્રનો આદર્શ હોવો જોઈએ. 'ઈદન્ન મમ' – 'આ મારું નથી', આ ભાવના સાથે તન, મન, ધનથી બીજાઓની સેવા કરવી, બીજાઓનો ઉપકાર કરવો એ જ આપણા જીવનનો ઉદ્દેશ્ય હોવો જોઈએ. કોઈએ સરસ કહ્યું છે – **'જે શરીરથી ધર્મ ન થયો, યજ્ઞ ન થયો અને પરોપકાર ન થઈ શક્યો, એ શરીર ધિક્કારને પાત્ર છે. પશુ–પક્ષી પણ એવા શરીરને અડકતાં નથી.'**

સંસ્કૃતના એક કવિએ પણ ખૂબ જ સુંદર કહ્યું છે –

**અધિકારપદં પ્રાપ્ય નોપકારં કરોતિ યઃ,**
**અકારવર્ણલોપેન કકારદ્વિત્વતાં વ્રજેત્.**

'જે દુર્લભ માનવ–શરીર પામીને પણ ઉપકાર નથી કરતા તેમના માટે અધિકાર શબ્દના 'અ' વર્ણનો લોપ કરીને 'ક'ના દ્વિત્વ અર્થાત્ 'ધિક્કાર' જ છે.'

માટે તમે દરરોજ કોઈ ને કોઈ ઉપકારનું કામ અવશ્ય કરો. અંધજનોને, ભૂલા પડેલાઓને રસ્તો બતાવો. દુઃખી લોકોની સેવા કરો. કમજોર હોય તેમની મદદ કરો.

બીવરનું કથન છે : 'પરોપકારનું પ્રત્યેક કાર્ય વ્યક્તિને સ્વર્ગ અર્થાત્ સુખ તરફ લઈ જાય છે.' માટે જો તમે પણ સ્વર્ગ અર્થાત્ સુખને પ્રાપ્ત કરવા ઈચ્છતા હો તો પરોપકારી બનો.

## ૨૦. આગળ વધો

**उत्क्रामातः पुरुष माव पत्थाः ।** – અથર્વ. ૮.૧.૪

હે (पुरुष) પુરુષ ! (अतः) તારી વર્તમાન અવસ્થાથી (उत्क्राम) ઉપર ઊઠ, આગળ વધ (मा अव पत्थाः) પતન ન પામીશ.

વેદ માનવને પ્રગતિશીલ બનાવે છે. વેદ આપણને આગળ ધપવાનો અને ઉન્નતિ કરવાની પ્રેરણા આપે છે. દરરોજ આગળ ને આગળ ધપવામાં જ જીવનની સાર્થકતા રહેલી છે. આગળ ધપનારા લોકો જ સફળતા, ઐશ્વર્ય અને આનંદ પ્રાપ્ત કરે છે.

એક કઠિયારો દરરોજ જંગલમાંથી લાકડાં કાપી લાવીને વેચતો હતો. એક દિવસ તેને એક મહાત્મા મળ્યા. મહાત્માએ કહ્યું : 'આગળ વધો.' બીજા દિવસે કઠિયારો જંગલમાં આગળ વધ્યો. તેને ચંદનનાં ઝાડ મળી આવ્યાં. ચંદનની લાકડીઓ કાપી તે બજારમાં લાવ્યો. તે દિવસે તેને ખૂબ જ પૈસા મળ્યા. રાતના તેણે વિચાર કર્યો કે મહાત્માજીએ તો કહ્યું હતું – 'આગળ વધો.' આથી તે બીજા દિવસે થોડો વધુ આગળ ગયો તો તેને તાંબાની ખાણ મળી આવી. ફરી તે વધુ આગળ વધ્યો તો તેને ચાંદીની ખાણ મળી આવી. આમ આગળ ને આગળ વધતો ગયો તો છેવટે તેને સોનાની ખાણ તથા હીરા–ઝવેરાત પ્રાપ્ત થયાં. કઠિયારાનું તો આખું જીવન જ બદલી ગયું.

આ દૃષ્ટાંત પરથી તમે પણ બોધ ગ્રહણ કરો. મનુષ્યનું જીવન એક યાત્રા છે. એમાં કાંટાવાળાં ઝાડી–ઝાંખરાં છે, ઊંચી–નીચી અને પથરાળ જમીન છે, ભારે વેગથી વહેતી નદીઓ છે અને ઊંચા–ઊંચા પર્વતો પણ છે. બીજી તરફ મધુર અને મૃદુ સુગંધથી સુગંધિત અને ફૂલોથી સુશોભિત બાગ પણ છે, ખળખળ વહેતી નદીઓ પણ છે અને મનને આકર્ષિત કરે તેવું સંગીત પણ છે. આનંદ, પ્રકાશ, યશ, કીર્તિ, પ્રતિષ્ઠા અને સમૃદ્ધિ પણ છે. તમે કાંટાળી ઝાડીઓ, નદીઓ અને પર્વતોને પાર કરી સત્ય, યશ, કીર્તિ અને આનંદની પ્રાપ્તિ માટે હંમેશાં આગળ ને આગળ ધપતા રહો. હંમેશાં યાદ રાખો –

**ઈસ પથ કા ઉદ્દેશ્ય નહીં હૈ, શ્રાન્ત ભવન મેં ટિક રહના,**
**કિન્તુ પહુંચના ઉસ સીમા પર, જિસકે આગે રાહ નહીં.**

જો આપણે સંસારના મહાપુરુષોનાં જીવન પર દૃષ્ટિ કરીશું તો આપણને તેમનાં જીવન અનેક કષ્ટો અને સંઘર્ષોથી ભરેલાં જણાશે; પરંતુ સંકટો અને મુશ્કેલીઓ આવ્યે તેઓ રડ્યા કે ગભરાયા નથી. આપણે પણ મહાપુરુષોનાં જીવનમાંથી બોધપાઠ લેવો જોઈએ. ભલે સુખ–દુઃખ, હાનિ–લાભ, માન–અપમાન, આપત્તિ–વિપત્તિ ગમે તે આવે, એનાથી ગભરાઈને ભાગવું ન જોઈએ; પરંતુ એ બધાંને ધૈર્યપૂર્વક સહન કરીને હંમેશાં આગળ ને આગળ વધતાં રહેવું જોઈએ.

**ઈસમેં નહીં સંદેહ જીવન ઝંઝટોં સે યુક્ત હૈ,**
**વહ હી યહાં જય પાય હૈ, જો ધૈર્ય સે સંયુક્ત હૈ.**

જીવનમાં સફળ રહેવા તથા નિરંતર આગળ વધવા માટે સર્વવ્યાપક

ઈશ્વરને સાક્ષી માનીને પ્રતિજ્ઞા કરો કે – 'આજથી હું પાપ કર્મ કદી નહિ કરું, સચ્ચાઈ અને ઈમાનદારી કદી નહિ છોડું.' આ સાથે પ્રાર્થના પણ કરો કે – 'હે પ્રભુ ! મને આગળ વધવાની શક્તિ આપો.' જ્યારે તમે ધર્મના માર્ગે સ્થિર થઈને પુરુષાર્થ કરશો તો તમે નિઃસંદેહ આગળ વધી શકશો.

# ૨૧. પ્રેમ

**अन्यो अन्यमभि हर्यत।** – અથર્વ. ૩.૩૦.૧

(अन्यः अन्यम्) એકબીજાને – એકબીજાની સાથે (अभि हर्यत) પ્રેમ કરો.

સૌને પ્રેમ કરો, ઘૃણા કોઈની પણ સાથે ન કરો. કારણ કે – 'Envy is a vice that yields no return.' અર્થાત્ 'ઘૃણા એક એવો દુર્ગુણ છે, જેનાથી આપણને કંઈ જ મળતું નથી.'

કોઈના સૌંદર્યને જોઈને ઈર્ષા ન કરો. જો તમને કોઈ તમારાથી સુંદર વ્યક્તિ જોવા મળે તો તેના સૌંદર્યને જોઈને પ્રસન્ન થાવ. પોતાના માટે હીન વિચાર કરવા કરતાં એવું વિચારો કે, આ પણ મારું જ સૌંદર્ય છે – બસ, ફરક માત્ર એટલો જ છે કે તે બીજાના ચહેરા પર છે. 'હું' અને 'મારા'ની ભાવના છોડી 'આપણે' અને 'આપણા'ની ભાવના ઉત્પન્ન કરવી જોઈએ.

સૌની સાથે મધુર ભાષણ કરવું. આપણી જીભ કાતરની માફક આપણા સુંદર અને પ્રેમાળ સંબંધોને કાપી પણ શકે છે. વિનમ્રતા કેળવો. તમારી વાણીમાં પ્રેમ ભરેલો રહેવો જોઈએ. તમારાથી મોટા લોકો સાથે વાત કરતી વખતે આદર જાળવો. જો તમે પ્રેમપૂર્વક બોલશો તો બીજા લોકો પણ તમારી સાથે પ્રેમપૂર્વક વ્યવહાર કરશે.

પ્રેમ લૌકિક તેમ જ પારલૌકિક સફળતા મેળવવાનું એક ઉત્તમ સાધન છે. પ્રેમથી મનુષ્યોને જ નહિ, બલ્કે પશુ–પક્ષીઓને પણ પોતાના વશમાં કરી શકાય છે. હિંસક પ્રાણીઓ પર પણ પ્રેમનો પ્રભાવ પડે છે. પ્રેમથી સિંહ, વરુ અને રીંછ વગેરે હિંસક પ્રાણીઓ પણ કૂતરાં–બિલાડાંની જેમ આજ્ઞાકારી બની જાય છે. ભમરાઓ ભારે સ્લેબમાં કાણાં પાડી નાખે છે, પરંતુ પ્રેમને કારણે તેઓ કમળની કોમળ પાંખડીઓમાં છેદ પાડતા નથી. એમાં કેદ થઈને તેઓ પોતાનો જીવ આપી

દે છે. આ બધો પ્રેમનો તો મહિમા છે !

ગૌતમ બુદ્ધ, મહાપ્રભુ ચૈતન્ય અને મહર્ષિ દયાનંદ જેવા મહાપુરુષોએ પોતાના પ્રાણ લેવાનો પ્રયત્ન કરનારા અનેક અતિ દુરાચારી અને પાપી વ્યક્તિઓને પણ પોતાના પ્રેમબંધનમાં બાંધીને હંમેશને માટે સદાચારી, ધર્માત્મા અને પોતાના ભક્ત બનાવી દીધા હતા.

સાંભળવામાં આવે છે કે ગદાધરજી ભટ્ટના ઘરમાં એક ચોર ઘૂસી ગયો અને જે કંઈ માલ મળ્યો તેની તેણે એક પોટલી બાંધી લીધી. પરંતુ આ પોટલી એટલી બધી ભારે થઈ ગઈ કે હવે તે એને પોતાનું પૂરું જોર લગાવીને પણ ઉઠાવી શકતો ન હતો. એટલામાં ગદાધરજી પેશાબ કરવા ઉઠયા. તેમણે ચોરને જોયો તો ચોર ઉપર એકદમ જ દયા આવી. તેમણે ચોરને પ્રેમથી કહ્યું : 'લાવ, હું ઉઠાવી આપું.' ગદાધરજીની આ વાતનો ચોરના હૃદયમાં એવો પ્રભાવ પડ્યો કે તે એમનાં ચરણોમાં ઢળી પડ્યો અને ત્યારથી તેણે ચોરી કરવાનું પણ છોડી દીધું. આ છે પ્રેમનો પ્રતાપ !

પ્રેમ હોય તો સંસારમાં બધું જ સંભવ છે. સંસારમાં જો કોઈ વશીકરણનો મંત્ર હોય તો એ પ્રેમ અને માધુર્ય જ છે. પ્રભુ પણ પ્રેમાળ ભક્તનું જ વરણ કરે છે. પ્રેમના મહિમાનું ગાન કરતાં કોઈએ સરસ કહ્યું છે –

**"જીવન એક ફૂલ છે, અને પ્રેમ એની સુગંધ છે; જીવન એક સાધના છે, અને પ્રેમ એની સિદ્ધિ છે; જીવન એક પ્રાર્થના છે, અને પ્રેમ એની વાણી છે; જીવન મુક્તિનું દ્વાર છે, અને પ્રેમ એનો પહેરેદાર છે; જીવન એક યાત્રા છે, અને પ્રેમ એનો પંથ છે."**

આ છે પ્રેમનું મહત્ત્વ ! માટે પ્રેમનું મૂલ્ય સમજો અને સૌને પ્રેમ કરો.

## ૨૨. ફૂટ

**मिथो विघ्नाना उप यन्तु मृत्युम्।** – અથર્વ. ૬.૩૨.૩

(मिथः) પરસ્પર (विघ्नानाः) લડનારા (मृत्युम् उपयन्तु) મૃત્યુને પ્રાપ્ત થાય છે.

અંદરોઅંદરની ફૂટફાટને લીધે રાવણનો સત્યાનાશ થઈ ગયો, કૌરવો અને પાંડવો બરબાદ થઈ ગયા, ચૌહાણ અને જયચંદ્રની અંદરોઅંદરની લડાઈને

લીધે આપણો દેશ પરાધીન થઈ ગયો. આ બધી ઘટનાઓમાંથી બોધપાઠ લઈ અંદરોઅંદર લડો નહિ. કારણ કે જ્યારે બે ભાઈઓ પરસ્પર લડે છે, ત્યારે કોઈ ત્રીજો આવીને પંચ બની બેસે છે.

પુત્રક નામનો એક કુમાર હતો. તેણે બે જણાને ઝઘડતા જોયા. તેણે એ લોકોને ઝઘડવાનું કારણ પૂછ્યું તો તેઓ બોલ્યા : 'અમે બંને મયાસુરના પુત્રો છીએ અને પૈતૃક સંપત્તિ માટે લડી રહ્યા છીએ. અમારામાંથી જે જીતશે તે એ સંપત્તિનો સ્વામી બનશે.' પુત્રકે પૂછ્યું : 'એવું કયું ધન છે કે જેના માટે તમે એક–બીજાનો પ્રાણ લેવા તૈયાર થઈ ગયા છો ?'

તેમણે દૂર રાખેલી ખડાઉ (પાવડી)ની એક જોડ, એક દંડ અને એક કટોરા તરફ ઈશારો કરીને કહ્યું કે, એ ખડાઉ પહેરીને માણસ આકાશમાં ઊડી શકે છે, એ દંડ ઉપર જે કાંઈ લખવામાં આવે છે એ બધું સાચું પડે છે, અને પેલા કટોરામાં પોતાની મનપસંદ વસ્તુ આવી જાય છે.

પુત્રકે કહ્યું : 'એ માટે તમે લડો છો શા માટે ? બંને જણા દોટ મૂકો, જે આગળનીકળી જાય તેને વિજયી માનવામાં આવે.' બંનેએ પુત્રકની વાત માન્ય રાખી અને દોડ શરૂ કરી. પરંતુ આ તરફ પુત્રક પગમાં ખડાઉ પહેરી, હાથમાં દંડ અને કટોરો લઈ આકાશમાં ઊડી ગયો ! આ છે અંદરોઅંદરની ફૂટનું ખરાબ પરિણામ.

જો ક્ષત્રિયોમાં ફૂટ પડી ન હોત તો મેવાડનો ઈતિહાસ કંઈક જુદો જ હોત. જો રાણા પ્રતાપનો ભાઈ શક્તિસિંહ અકબરની સાથે ભળી ગયો ન હોત અને માનસિંહે પણ પ્રતાપને સાથ આપ્યો હોત, તો કોની તાકાત હતી કે પ્રતાપને હરાવી શકે ? પરસ્પર ફૂટથી, અંદરોઅંદરનાં યુદ્ધથી ક્ષત્રિયો જાતે જ કપાઈ ગયા. જો બધા જ રાજપૂતોએ પોતાની તાકાત ભેગી કરી બીજાઓની સામે તેને લગાવી હોત તો તેઓ વિશ્વવિજયી બની શક્યા હોત. અંદરોઅંદરની ફૂટફાટની નિંદા કરતાં મહર્ષિ દયાનંદે અત્યંત માર્મિક શબ્દોમાં લખ્યું છે –

**'પરસ્પરની ફૂટફાટથી કૌરવ, પાંડવ અને યાદવોનું સત્યાનાશ થઈ ગયું એ તો થઈ ગયું, પરંતુ એ રોગ આજ પર્યંત આપણી પાછળ લાગેલો જ છે. કોણ જાણે એ ભયંકર રાક્ષસ ક્યારે છૂટશે, કે પછી આર્યોને સર્વ સુખોથી છોડાવીને દુઃખસાગરમાં ડૂબાવી મારશે ? આજે પણ આર્ય લોકો એ જ દુષ્ટ, ગોત્ર–હત્યારા, સ્વદેશ–વિનાશક, નીચ દુર્યોધનના દુષ્ટ માર્ગે ચાલીને દુઃખ વધારી રહ્યા છે. હવે તો એ રાજરોગ**

**આર્યોમાંથી નષ્ટ થઈ જાય, એવી પરમેશ્વર કૃપા કરે.'**

– સત્યાર્થ પ્રકાશ, દશમો સમુલ્લાસ

અંદરોઅંદર લડવાનું બંધ કરી વેદના આદેશનું પાલન કરો –

**સં ગચ્છધ્વં સં વદધ્વં સં વો મનાંસિ જાનતામ્,**
**દેવા ભાગં યથા પૂર્વે સંજાનાના ઉપાસતે.**

– ઋ. ૧૦.૧૯૧.૨

અર્થાત્ 'પરસ્પર હળીમળીને ચાલો, પરસ્પર પ્રેમપૂર્વક સંવાદ કરો. તમારા સૌનાં મન પણ એક સમાન હો. જે રીતે જ્ઞાની લોકો પોતાનાં કર્તવ્યોનું પાલન કરતા આવ્યા છે, એ જ રીતે તમે પણ પોતાનાં કર્તવ્યોનું પાલન કરો.'

**'પ્રેમ સે મિલકર ચલો બોલો સભી જ્ઞાની બનો,**
**પૂર્વજોં કી ભાંતિ તુમ કર્તવ્ય કે માની બનો.'**

# ૨૩. અતિથિ સેવા

**गृहे वसतु नोऽतिथिः।** – અથર્વ. ૧૦.૬.૪

(नः) અમારા (गृहे) ઘરમાં (अतिथिः) અતિથિ (वसतु) નિવાસ કરે.

વૈદિક ધર્મમાં યજ્ઞોને ખૂબ જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. પાંચ યજ્ઞો તો આપણાં દૈનિક કર્તવ્યો છે. એ યજ્ઞો પૈકી એકનું નામ છે – 'અતિથિ–યજ્ઞ'. જ્યારે આપણા ઘરે કોઈ એવી વ્યક્તિ આવી ચડે કે જે વેદાદિ શાસ્ત્રોમાં વિદ્વાન હોય, જેણે પોતાનું જીવન સંસારના કલ્યાણ અર્થે સમર્પિત કર્યું હોય, તો આપણે ભોજન–વસ્ત્રાદિથી તેનો સત્કાર કરવો જોઈએ.

અતિથિ–સેવાનો આદર્શ ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર પાસેથી શીખવા જેવો છે. એકવાર એક માણસ એમને શોધતો–શોધતો તેમની પાસે પહોંચ્યો. વાતચીત કરતાં ખબર પડી કે એ માણસ વિદ્યાસાગરજીને છેલ્લા કેટલાય દિવસથી શોધી રહ્યો હતો અને અનેક જગ્યાએ ફરી ફરીને અંતે તે અહીં પહોંચ્યો હતો. વિદ્યાસાગરજીએ તેને કહ્યું : 'જુઓ, ભોજન તૈયાર છે, આપ પહેલાં ભોજન કરી લો; આપણે બાદમાં વાતો કરીશું.'

પેલો માણસ ગરીબ હતો. તે અનેક સ્થાને ગયો હતો, પરંતુ કોઈએ તેને પાણીનું પણ પૂછ્યું નહોતું. આથી વિદ્યાસાગરજીનો આવો ઉદાર વ્યવહાર જોઈ તેની આંખોમાંથી આંસુ ટપકવાં લાગ્યાં.

વિદ્યાસાગરજીએ કહ્યું : 'આપ રડો છો શા માટે ? મેં તો આપને ભોજન માટે કહ્યું છે, મારાથી કાંઈ અયોગ્ય થઈ ગયું હોય તો માફ કરજો. જો આપ આ તૈયાર કરેલું ભોજન કરી શકો તેમ ન હો તો આપ જાતે પણ ભોજન બનાવી શકો છો. હું એ માટેની વ્યવસ્થા કરી આપું ?'

પેલી વ્યક્તિએ કહ્યું : 'એવું કંઈ જ નથી; મને તો આપની દયા જોઈને રડવું આવ્યું. હું બહુ જ ભટક્યો, કેટલાય દિવસથી મને ખાવાનું પણ નથી મળ્યું, એટલે સુધી કે કોઈએ મને બેસવાનું પણ નથી કહ્યું. અને એક આપ દયાળુ છો...'

વિદ્યાસાગરજીએ અધવચ્ચે જ અતિથિને રોકતાં કહ્યું : ' અરે ! એમાં શું ? આપણે ત્યાં કોઈ અતિથિ આવે તો તેમનો સત્કાર કરવો એ તો આપણી ફરજ છે. આપ હવે જલદી ભોજન કરી લો.'

અતિથિ માટે આપણાં હૃદયમાં પણ આવી જ ભાવના હોવી જોઈએ. શોકની વાત છે કે આજકાલ અતિથિ–સેવાનું ચલણ ઓછું થતું જાય છે. આપણા ઘરે મિત્રો કે મહેમાનો આવે તો તેમનો સેવા–સત્કાર કરીએ છીએ, પરંતુ કોઈ દુઃખી, અસહાય કે અનાથ પ્રાણી આવી પડે તો આપણે તેની ખબર સુધ્ધાં પૂછતા નથી. એ ઠીક નથી; કારણ કે મિત્રો અને મહેમાનોને ભોજન કરાવવું એ જ 'અતિથિ–સેવા' નથી. પ્રાચીન કાળમાં ગૃહસ્થ લોકો અતિથિને ભોજન કરાવ્યા બાદ જ ભોજન કરતાં હતાં. અને જે દિવસે કોઈ જ અતિથિ ન મળ્યો હોય તો તે દિવસે પોતાની જાતને કમનસીબ માનતા હતા. તમે પણ તમારા જીવનમાં આવી જ ભાવનાઓ ભરો. અતિથિને કરાવવામાં આવતું ભોજન વ્યર્થ નથી જતું. તમારા અન્નમાંથી શક્તિ મેળવીને કોઈ વ્યક્તિ દેશ અને જનતાનો ઉદ્ધાર કરે છે, અને કોઈના પ્રાણોનું જતન તથા રક્ષણ થાય છે – આ કંઈ જેવીતેવી વાત નથી.

જે ઘરેથી અતિથિ નિરાશ પાછો ફરે છે, તે ઘરની અપકીર્તિ થાય છે. માટે અતિથિને તમારા ઘરેથી ક્યારેય નિરાશ પાછો ફરવા ન દો. પરંતુ એક વાત ધ્યાનમાં રાખવી કે ભગવાં વસ્ત્ર ધારણ કરનાર દરેક માણસ 'અતિથિ' જ હોય તેવું જરૂરી નથી. માટે દુષ્ટો તથા પાખંડીઓથી હંમેશાં સાવધાન રહો.

# ૨૪. બલિદાન

**वयं तुभ्यं बलिहृतः स्याम।** – અથર્વ. ૧૨.૧.૬૨

હે માતૃભૂમિ ! (वयम्) અમે (तुभ्यम्) તારા માટે (बलिहृतः) બલિદાન આપનારા (स्याम) બનીએ.

જે દેશમાં આપણે પેદા થયા, જે દેશના પદાર્થોથી આપણું પાલનપોષણ થયું, આજે પણ થઈ રહ્યું છે અને આગળ પણ થશે, અને –

**જિસકી રજ મેં લોટ–લોટકર બડે હુએ હૈં,**
**ઘુટનોં કે બલ સરક–સરક કર ખડે હુએ હૈં.**

એવી વહાલી માતૃભૂમિ ઉપર જ્યારે સંકટની વેળા આવે ત્યારે આપણે આપણા પ્રાણ ન્યોછાવર કરી દઈએ. આપણું તન, મન, ધન – બધું જ દેશ માટે ન્યોછાવર કરી દઈએ. પરંતુ દેશ માટે બલિદાન થતાં પહેલાં આપણે આપણાં જીવનમાં દેશભક્તિની ભાવના ભરવી જોઈએ, અને દેશભક્તિ પણ કેવી હોવી જોઈએ ? – મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચંદ્રજીની દેશભક્તિ જેવી. જ્યારે શ્રીરામચંદ્રજીએ લંકા ઉપર વિજય મેળવી લીધો ત્યારે લક્ષ્મણજીએ તેમને કહ્યું : 'ભાઈ ! હવે આપણે અયોધ્યા જઈને શું કરવું છે ? અહીં લંકાપુરીમાં જ રાજ્ય કરીએ.' ત્યારે શ્રીરામચંદ્રજીએ કહ્યું હતું –

**અપિ સ્વર્ણમયી લંકા ન મે લક્ષ્મણ રોચતે,**
**જનનીજન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી.**

અર્થાત્ 'હે લક્ષ્મણ ! મને આ સોનાની લંકા સારી નથી લાગતી; કારણ કે માતા અને જન્મભૂમિ સ્વર્ગથી પણ શ્રેષ્ઠ હોય છે.'

જેના મનમાં પોતાના દેશ માટેના પ્રેમની આવી ભાવના જાગૃત થાય છે, તે હસતાં હસતાં પોતાની જાતને દેશ માટે બલિદાન કરી દે છે. જો આપણે ઈતિહાસનાં પાનાં પલટાવીશું તો આવાં અનેક ઉદાહરણ જોવા મળશે. ક્રાંતિકારી ચંદ્રશેખર આઝાદ, રામપ્રસાદ બિસ્મિલ, સરદાર ભગતસિંહ, સુખદેવ દત્ત જેવા અનેક વીરો ભારત માતાને સ્વાધીન કરવા માટે હસતાં હસતાં ફાંસીના માંચડે ચઢી ગયા. એવું કહેવાય છે કે, ફાંસી ઉપર ચઢતી વખતે તેમનું વજન વધી ગયું હતું.

આપણે પણ દેશ માટે બલિદાન આપનારા બનીએ. આપણે કેવલસિંહજીના જીવનમાંથી પ્રેરણા લઈ શકીએ. ભારત–ચીન યુદ્ધમાં કેવલસિંહજીએ જે પરાક્રમ, શૌર્ય અને વીરતાનું પ્રદર્શન કર્યું હતું એ સુવર્ણ અક્ષરે લખવા યોગ્ય છે. જ્યારે તેણે જોયું કે ચીનાઓએ ભારતની ચોકીઓ ઉપર આક્રમણ કર્યું છે, તો એ વીર આત્મા ચુપ ન રહી શક્યો. મોટેથી 'સત્ શ્રી અકાલ'નો નારો ગુંજાવતો એ બંકરમાંથી ઠેકડો મારીને બહાર આવ્યો અને ભૂખ્યો સિંહ હરણ ઉપર તૂટી પડે તેમ એ શત્રુઓ ઉપર તૂટી પડ્યો. તે શત્રુઓની વચ્ચે ઘૂસી ગયો અને ધડાધડ ગોળીઓથી આઠ ચીનાઓને ફૂંકી માર્યા અને અંતે પોતે પણ શહીદ થઈ ગયો.

રણબંકાઓ ! તમે જ્યારે પણ માભોમ ઉપર દુઃખ આવી પડેલું જુઓ, ત્યારે પોતાની માતૃભૂમિની રક્ષા માટે પોતાના પ્રાણની બાજી લગાવી દો. મૃત્યુથી ડરો નહિ. દેશસેવા કરતાં– કરતાં પોતાના પ્રાણોની આહુતિ આપનારા લોકો મરતા નથી, પરંતુ અમરપદ પ્રાપ્ત કરી લે છે.

# ૨૫. પ્રેમ અને મધુરતા

## घृतं मे चक्षुरमृतं म आसन्। – સામ. ૬૧૩

(मे) મારી (चक्षुः) આંખ (घृतम्) સ્નેહ, પ્રેમયુક્ત છે (मे आसन्) મારું મુખ (अमृतम्) માધુર્યથી ભરપૂર છે, અર્થાત્ મારી દૃષ્ટિમાં પ્રેમ અને વાણીમાં માધુર્ય છે, મીઠાશ છે.

જગતનો સાર પ્રેમ છે. પ્રેમ એવો અમૂલ્ય પદાર્થ છે, જે ધરતીને સ્વર્ગમાં બદલી શકે છે. ઈસુએ પણ કહ્યું છે : 'પ્રેમ એક એવી સોનેરી ચાવી છે, જે માનવતાનું હૃદય ખોલી આપે છે.' એક અન્ય સ્થાને તેમણે કહ્યું છે : 'તમારા શત્રુઓને પ્રેમ કરો, જે તમારું બૂરું ઈચ્છે તેને આશીર્વાદ આપો, જે તમને ઘૃણા કરે તેનું મંગળ કરો અને જે તમારી નિંદા કરે કે તમારી સાથે દ્વેષ કરે, તમને હેરાન કરે, તેમના માટે પ્રભુને પ્રાર્થના કરો.'

જેલમાં એક કેદી જેલર પ્રત્યે વિદ્રોહનો ભાવ રાખવા માંડ્યો. જેલરને ખબર પડી. તેણે એ કેદીને પોતાની પાસે બોલાવ્યો અને ઓરડો બંધ કરી તેની પાસે પોતાના માથાના વાળ કપાવવા લાગ્યો. હજામત થઈ ગઈ એટલે જેલરે તેને કહ્યું : 'ઓરડો બંધ છે, તું ચાહે તો મારાં નાક–કાન કાપી નાખવાની મુરાદ પૂરી

કરી શકે છે. હું કસમ ખાઉં છું કે આ વાત હું કોઈને પણ નહિ કહું.' જેલરની આ વાત સાંભળતાં જ કેદીની આંખમાંથી આંસુ ટપકવાં લાગ્યાં. તે જેલરના પગમાં પડી ગયો. જેલરનો પ્રેમ જોઈ તેનો વિદ્રોહ ભાવ ઓગળી ગયો. આ છે પ્રેમની જાદુઈ અસર !

આજે જ્યારે કેટલાક યુવાનો પરીક્ષામાં નાપાસ થાય છે, તો નદી–તળાવમાં પડતું મૂકીને કે રેલવેના પાટા પર સૂઈ જઈને આત્મહત્યા કરી લે છે. આત્મહત્યા કરનારને ઈશ્વર પશુ–પક્ષી વગેરેની નીચ યોનિઓમાં જન્મ આપે છે. જો તમારે ડૂબવું જ હોય તો પ્રેમમાં ડૂબો. પ્રેમ વિના જીવન વ્યર્થ છે.

**જા ઘટ પ્રેમ ન સંચરૈ, સો ઘટ જાન મસાન,**
**જૈસે ખાલ લુહાર કી, સાંસ લેત બિનુ પ્રાન.**

હવે સૂક્તિમાં કહેવામાં આવેલી બીજી વાત જુઓ : મારી વાણીમાં માધુર્ય હોય. તમે સત્યવાદી બનો. સદૈવ સત્ય બોલો. સત્યનું જ ચિંતન કરો. હંમેશાં સત્યનું જ આચરણ કરો. અસાર અને વ્યર્થ કલ્પના ન કરો. નકામી વાણી ન બોલો. બીજાની નિંદા ન કરો. કોઈની નિંદા થતી સાંભળો પણ નહિ. કઠોર વચન ન બોલો. જો તમે કઠોર બોલશો તો બીજા લોકો પણ એવું જ બોલશે. એક કવિએ કહ્યું છે –

**નારાયણ દુર્વચન કો કૌન સુને હર્ષાય,**
**ખોટા સિક્કા જાહિ દો, વહી દેત લૌટાય.**

એક બીજા કવિએ કહ્યું છે –

**સબ જીવન પર કરુણા રાખે,**
**કબહું કઠોર વચન નહીં ભાખે.**

કુહાડીનો ઘાવ ભરાઈ જાય છે, પરંતુ વાણીનો ઘાવ ભરાતો નથી. તુલસીદાસજીએ કહ્યું છે –

**તુલસી મીઠે વચન સે, સુખ ઉપજે ચહું ઓર,**
**વશીકરણ યહ મંત્ર હૈ, તજ દે વચન કઠોર.**

જે સૌની સાથે પ્રેમપૂર્વક વ્યવહાર કરે છે અને જેની વાણીમાં મધુરતા છે, જેની વાણીમાં હંમેશાં અમૃત–રસ ટપકે છે, જે હંમેશાં સત્ય અને પ્રિય બોલે છે, તે જ સંસારમાં ધન્ય છે.

# ૨૬. સાપ અને વરુ ન બન

## माहिर्भूर्मा पृदाकुः। – યજુ. ૬.૧૨

હે માનવ ! (मा अहिः भूः) તું સાપ ન બન, અને (मा पृदाकुः) વરુ ન બન.

વેદની આ સૂક્તિમાં ઈશ્વર પોતાના અમૃતપુત્રોને ઉપદેશ આપે છે કે, 'તું સાપ અને વરુ ન બનીશ.' સાપ ઝેર, છેતરપિંડી, લુચ્ચાઈ અને કુટિલતાનું પ્રતીક છે. આથી સૂક્તિનો અર્થ થાય છે : કુટિલ એટલે કપટી ન બનો, કોઈની સાથે કુટિલતા, છેતરપિંડી અને લુચ્ચાઈ ન કરો. સૌની સાથે સભ્યતા, નમ્રતા, ભદ્રતા અને શ્રેષ્ઠતાપૂર્વક વ્યવહાર કરો. તમારા આચરણને શ્રેષ્ઠ અને પવિત્ર બનાવો.

એક સંત નદીમાં સ્નાન કરી રહ્યા હતા. તેમણે એક વીંછીને પાણીમાં વહેતો અને તરફડિયાં મારતો જોયો. સંત દયાળુ હતા. તેઓ વીંછીને હાથમાં પકડી બહાર કાઢવા ગયા, પરંતુ વીંછીએ તેમની હથેળીમાં ડંખ માર્યો. સંતે વીંછીને બહાર કાઢવાનો ફરીથી પ્રયત્ન કર્યો, પરંતુ વીંછીએ ફરીથી ડંખ માર્યો. જ્યારે સંત ત્રીજી વખત વીંછીને બહાર કાઢવા લાગ્યા તો બાજુમાં ઊભેલી એક વ્યક્તિએ હસતાં હસતાં કહ્યું કે, 'સંતજી ! આ વીંછી તો પોતાની દુષ્ટતા છોડતો નથી અને આપની ભલાઈનો બદલો બૂરાઈથી આપે છે; માટે આવા નીચને ફરીથી શા માટે બચાવો છો ? મરવા દો એને.'

સંતજીએ કહ્યું : 'ભાઈ ! જો એ પોતાની દુષ્ટતા નથી છોડતો તો હું મારી સજ્જનતા શા માટે છોડું ?'

કોઈ તમારી સાથે બૂરાઈ કરે અને તમે પણ તેનો બદલો બૂરાઈથી જ આપો તો એ જંગલયત છે. કોઈ તમારી સાથે સારો વ્યવહાર કરે અને બદલામાં તમે પણ સારો વ્યવહાર કરો તો એ માનવતા છે. કોઈ તમારી સાથે કુટિલતાથી વર્તે અને તમે તેની સાથે ભદ્રતા અથવા શ્રેષ્ઠતાથી વ્યવહાર કરો તો એ દેવત્વ છે. માટે આપણે હંમેશાં દેવ બનવાનો પ્રયત્ન કરવો જોઈએ. જે આપણી સાથે કુટિલતાનો વ્યવહાર કરે, તેની સાથે પણ આપણે શ્રેષ્ઠતાનો વ્યવહાર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ.

હવે બીજો ઉપદેશ ગ્રહણ કરો : 'વરુ ન બન.' વરુ હિંસા અને ક્રોધનું

પ્રતીક છે. ક્રોધી અને હિંસક ન બનો.

ક્રોધ એક ભયંકર રોગ છે. જ્યારે મનુષ્યને ક્રોધ આવે છે, ત્યારે તે બધું જ ભૂલી જાય છે. ક્રોધથી વશીભૂત થઈ માણસ આંધળો અને બહેરો થઈ જાય છે. ક્રોધી મનુષ્ય પોતાનાં માતા, પિતા, ભાઈ, બહેન વગેરેનો પણ વધ કરી નાખે છે.

વારંવાર ક્રોધ કરવાથી આપણાં જ્ઞાનતંતુઓ બળી જાય છે, બુદ્ધિ ક્ષીણ થઈ જાય છે. ક્રોધને લીધે આપણી વર્ષોની સાધના એક જ ક્ષણમાં સ્વાહા થઈ જાય છે.

હિંસા એટલે મન, વચન અને કર્મથી પ્રાણીઓને અન્યાયપૂર્વક કષ્ટ આપવું. અહિંસા એટલે કોઈ પણ પ્રાણીને અન્યાયપૂર્વક કષ્ટ ન આપવું, દ્વેષ ન કરવો. આપણે બીજાઓની સાથે એવો વ્યવહાર કરીએ, જેવા વ્યવહારની અપેક્ષા આપણે બીજા પાસે રાખીએ છીએ. આનું જ નામ 'ધર્મ' છે –

**શ્રૂયતાં ધર્મસર્વસ્વં શ્રુત્વા ચૈવાવધાર્યતામ્,**
**આત્મનઃ પ્રતિકૂલાનિ પરેષાં ન સમાચરેત્.**

ધર્મનો સાર સાંભળો અને તેને ધારણ કરો. ધર્મનો સાર છે : ' બીજાઓની સાથે પોતાના આત્માને પ્રતિકૂળ જણાતો હોય એવો વ્યવહાર ન કરો.' બીજાઓને કોઈ પણ પ્રકારનું કષ્ટ ન આપો, હિંસા ન કરો, બીજાઓને હેરાન ન કરો . કારણ કે –

**ગરીબ કો મત સતા જાલિમ, ગરીબ રો દેગા,**
**સુનેગા ઉસકા માલિક તો દોનોં જહાં સે ખો દેગા.**

# ૨૭. શિવસંકલ્પ

**मे मनः शिवसंकल्पमस्तु।** – યજુ. ૩૪.૧

(मे) મારું (मनः) મન (शिवसंकल्पम्) શુભ, ઉત્તમ સંકલ્પ કરનારું (अस्तु) થાય.

માનવજીવન પર વિચારોનો ઊંડો પ્રભાવ પડે છે. વિચાર જ મનુષ્યનું

ઉત્થાન કરે છે, અને વિચાર જ તેનું પતન કરે છે. એક કવિએ કહ્યું છે –

**ગિરતે હૈં જબ ખયાલ તો ગિરતા હૈ આદમી,**
**જિસને ઈન્હેં સંભાલ લિયા વહ સંભલ ગયા.**

મનુષ્ય જેવું વિચારે છે તેવો જ તે બની જાય છે. ગૌતમ બુદ્ધે કહ્યું છે –

**'આપણે જે કંઈ છીએ એ આપણા વિચારો દ્વારા જ બન્યા છીએ.'**

અમેરિકાની માધ્યમિક શાળાના એક શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને રાષ્ટ્રપતિ–ભવન બતાવવા લઈ ગયા. જ્યારે બાળકો એ જોઈને બહાર આવ્યા તો એ ભવન વિષયક સંમતિ લખવા માટે એક રજિસ્ટર એ બાળકો સમક્ષ મૂકવામાં આવ્યું. તેમાં એક બાળકે લખ્યું : 'હું મારું ભવિષ્યનું ભવન જોઈને અતિ પ્રસન્ન થયો છું.' આ બાળકનું નામ હતું રુઝવેલ્ટ, જે આગળ જઈ અમેરિકાનો રાષ્ટ્રપતિ બન્યો. યુવકો ! તમે પણ તમારા વિચારોને મહાન બનાવો. કોઈએ લખ્યું છે –

'Bad thoughts are worse enemies than lions and tigers.'

અર્થાત્ 'બૂરા વિચારો સિંહ અને વાઘ કરતાં પણ વધારે ખતરનાક શત્રુઓ છે.' કેવી રીતે ? સાંભળો, હું મારી પોતાની જ એક આપવીતી ઘટના સંભળાવું છું : હું સાઈકલ ચલાવતો હતો. રાતના સમયે વાહનોથી બચવા માટે મેં સાઈકલમાં ડાયનેમોથી ચાલતી લાઈટ પણ લગાવી હતી. વરસાદના દિવસો હતા. રાતનો સમય હતો. મારે એક જરૂરી કામ માટે જવું પડે એમ હતું. મને થયું કે, 'નાહકનાં ટાયર ઘસવાં ? અત્યારે વરસાદમાં રસ્તે દંડ કરનારું કોણ મળવાનું છે ? અને કોઈ મળી પણ જશે તો પાંચ–દસ રૂપિયા જ માંગશે ને ? આપી દેવાના !' એમ વિચારી હું હજુ માંડ એકાદ માઈલ ગયો હોઈશ એટલામાં એક ટ્રાફિક પોલીસે મને પકડ્યો અને લાઈટ ન રાખવા બદલ દંડ ફટકારી દીધો. આ છે વિચારોનો પ્રભાવ ! કોઈએ સાચું જ કહ્યું છે –

**મન કે હારે હાર હૈ, મન કે જીતે જીત.**

માટે ખરાબ વિચારો અને ખરાબ ભાવનાઓને તમે તમારી નજીક પણ ન ફરકવા દો. જે પરીક્ષાર્થી એવું કહે છે કે પાસ થવામાં એક–બે માર્ક્સથી રહી

જઈશ, એવી વ્યક્તિ બહુધા એક–બે માર્ક્સથી રહી જ જતી હોય છે. જે દુકાનદાર પહેલેથી જ એવું વિચારીને બેસે છે કે મારી દુકાન નહિ ચાલે, તો મોટે ભાગે તેની દુકાન ચાલતી પણ નથી. માટે તમારા જીવનમાં ખરાબ અને નબળા વિચારો ન આવવા દો. જ્યારે પણ તમને ખરાબ વિચારો હેરાન કરે ત્યારે વેદોના શબ્દોમાં તેને મનોમન કહી દો –

**પરોઽપેહિ મનસ્પાપ કિમશસ્તાનિ શંસસિ.** – અથર્વ. ૬.૪૫.૧

'એ મારા મનના પાપ ! ચાલ, દૂર હટ; શા માટે તું મને ખોટી સંમતિ આપે છે ? શા માટે તું મને કુમાર્ગે લઈ જઈ રહ્યો છે ?'

બૂરા વિચારો દૂર કરી શુભ અને કલ્યાણકારી સંકલ્પ કરો. પરંતુ હા, શેખચલ્લીની માફક માત્ર સંકલ્પો કરવાથી પણ કંઈ જ નહિ વળે. તમે તમારા સંકલ્પો અનુસાર કામ પણ કરો. પછી સફળતા તમારાં કદમ જરૂર ચૂમશે.

# ૨૮. વિશ્વને આર્ય બનાવો

## कृण्वन्तो विश्वमार्यम् । – ઋ. ૯.૬૩.૫

(विश्वम्) સમસ્ત સંસારને (आर्यम्) આર્ય અર્થાત્ શ્રેષ્ઠ (कृण्वन्तः) બનાવતાં (વિચરો).

આ સૂક્તિ વાંચી કેટલાક લોકો ભવાં ચડાવશે. એવું પણ બને કે લેખક ઉપર સાંપ્રદાયિકતાનો દોષ મૂકવામાં આવે. પરંતુ વેદ તો સાર્વભૌમ છે, માનવમાત્રને માટે છે. વેદ તો સમસ્ત સંસારને 'આર્ય' અર્થાત્ શ્રેષ્ઠ બનાવવાનો ઉપદેશ આપે છે. 'આર્ય' કોણ છે ? એક વિદ્વાને 'આર્ય' શબ્દની વ્યાખ્યા આ પ્રકારે આપી છે –

**શાન્તસ્તિતિક્ષુર્દાન્તશ્ચ સત્યવાદી જિતેન્દ્રિયઃ,**
**દાતા દયાલુર્નમ્રશ્ચ આર્યઃ સ્યાદષ્ટભિર્ગુણૈઃ.**

અર્થાત્ જેનામાં નીચેના આઠ ગુણો હોય, તેને 'આર્ય' કહે છે –

**શાંતઃ** – આર્ય તે છે, જે શાંત સ્વભાવ ધરાવતો હોય, અને જે લડાઈ–ઝઘડા કે વ્યર્થ ક્રોધ ન કરતો હોય. જે શાંત અને ગંભીર નથી, તેને આર્ય

કહી શકાય નહિ.

**તિતિક્ષુઃ** – આર્ય તે છે, જે સહનશીલ હોય; જે વિપત્તિ, સંકટ અને દુઃખ જોઈને ગભરાઈ જતો ન હોય; જે સુખ–દુઃખ, હાનિ–લાભ, માન–અપમાન વગેરેમાં સમાન રહેતો હોય.

**દાંતઃ** – આર્ય તે છે, જે મનને પોતાના વશમાં રાખતો હોય. મન અતિ ચંચળ છે. એ ક્યારેક આકાશમાં પહોંચે છે, તો ક્યારેક પાતાળમાં; ક્યારેક પર્વતના શિખર પર, તો ક્યારેક સાગરની લહેરો પર. એવા ચંચળ મનને જે વ્યક્તિ પોતાના વશમાં રાખે છે, તે આર્ય છે.

**સત્યવાદી** – જે વ્યક્તિ મન, વચન અને કર્મથી હંમેશાં સત્ય બોલે છે, તે આર્ય છે.

**જિતેન્દ્રિયઃ**– જે વ્યક્તિએ પોતાની ઇન્દ્રિયોને વશમાં કરેલી છે, તે આર્ય છે. જેની ઇન્દ્રિયો પોતાના વશમાં નથી, તે અનાર્ય છે, દસ્યુ છે.

**દાતા** – જે વ્યક્તિ દાનશીલ છે, કોઈ ને કોઈ પ્રકારે દાન કરતો રહે છે, તે આર્ય છે.

**દયાલુઃ** – જેના હૃદયમાં ફક્ત મનુષ્યો માટે જ નહિ, બલ્કે પ્રાણીમાત્ર માટે દયાનો સાગર હિલોળા મારતો હોય, તે આર્ય છે.

**નમ્રઃ –** આર્ય તે છે, જેનામાં અભિમાન નથી. આર્ય તે છે, જે વિનમ્ર, વિનીત અને નિરહંકારી છે.

વેદ કહે છે –

**આર્યવ્રતા વિસૃજન્તો અધિક્ષમિ.** – ઋ. ૧૦.૬૫.૧૧

અર્થાત્ 'આર્ય તે છે, જે ધરતી પર સત્ય, અહિંસા અને પરોપકાર વગેરે પવિત્ર ગુણોને ધારણ કરે છે.'

આપણું વાસ્તવિક નામ 'આર્ય' છે. 'હિંદુ' એ કંઈ આપણું વાસ્તવિક નામ નથી; એ નામ તો આપણને વિદેશી મુસલમાનોએ આપ્યું છે. ચાર વેદો, છ દર્શનશાસ્ત્રો, ઉપનિષદો, પુરાણો, જૈન–બૌદ્ધ મતના ગ્રંથો તથા રઘુવંશ વગેરે મહાકાવ્યો તેમ જ 'શકુંતલા' વગેરે નાટકોમાં 'હિંદુ' શબ્દ ક્યાંય જોવા મળતો નથી.

શ્રી અરવિંદ ઘોષનું કહેવું છે કે, માનવીય ભાષામાં 'આર્ય' શબ્દ કરતાં

શ્રેષ્ઠ બીજો કોઈ શબ્દ નથી. માટે ઉપરોક્ત ગુણો ધારણ કરી સ્વયં આર્ય (શ્રેષ્ઠ) બનો, અને વિશ્વમાં એ ગુણોનો પ્રચાર કરી અન્ય લોકોને પણ 'આર્ય' બનાવો.

## ૨૯. વહેંચીને ખાઓ

**केवलाघो भवति केवलादी।** – ઋ. ૧૦.૧૧૭.૬

(केवलादी) એકલો ખાનારો (केवल अघः भवति) સાચે જ પાપી હોય છે.

વેદ માનવમાત્રને વહેંચીને ખાવાનો આદેશ આપે છે. એકલો એકલો ખાનારો વેદની દૃષ્ટિએ પાપી છે. વેદ એક તરફ એ આદેશ આપે છે –

**શતહસ્ત સમાહર.** – અથર્વ. ૩.૨૪.૫

અર્થાત્ 'સો હાથોથી કમાઓ, ભેગું કરો', તો બીજી તરફ એમ પણ કહે છે કે –

**સહસ્રહસ્ત સં કિર.** – અથર્વ. ૩.૨૪.૫

અર્થાત્ 'હજાર હાથોથી વહેંચી દો.'

વહેંચીને ખાવામાં જ માનવતા છે. આ વિષયમાં એક સત્ય ઘટના લખું છું –

હજરત ઈબ્રાહીમે એક સાધુને પૂછ્યું : 'સાચા સાધુનું લક્ષણ જણાવશો ?' સાધુએ જવાબ આપ્યો : 'મિલા તો ખા લિયા, ન મિલા તો સંતોષ કર લિયા.' હજરત ઈબ્રાહીમે હસતાં હસતાં કહ્યું : 'એવું તો દરેક કૂતરો પણ કરે છે, તો પછી કૂતરા અને મનુષ્યમાં ભેદ શો રહ્યો ?' સાધુએ કહ્યું : 'તો હવે મહેરબાની કરીને તમે જ સાધુનું લક્ષણ બતાવો.' ઈબ્રાહીમે કહ્યું : 'મળ્યું તો વહેંચીને ખાઈ લીધું, અને ન મળ્યું તો પ્રભુની કૃપા માનીને ખુશ થયા કે – ચાલો, પરમપિતા પરમાત્માએ તપસ્યા કરવાની એક બીજી સારી તક આપી.'

ત્યાગ કરો, દાન કરો અને વહેંચીને ખાઓ. તમે દાનમાં આપેલું ધન સ્વર્ણમય થઈ જશે. એ તમને કેટલાંય ગણું થઈને પાછું મળશે. વૈભવ આપતા

પહેલાં પ્રભુ જુએ છે કે, આ માંગનારો બીજાઓને દાન કેટલું આપે છે. તમે જેટલું દાન આપશો, એ કરતાં વધારે તમને મળશે.

એક માણસે બીજાને દસ લાખ રૂપિયા આપ્યા. લેનાર વ્યક્તિએ કહ્યું : 'હું આટલું ધન લઈ જઈ શકું તેમ નથી.' તેણે બંને હાથે એ ધન ત્યાં જ જરૂરતમંદોમાં વહેંચી નાખ્યું. સાંજે તેણે એક સૂકી રોટલી ખાઈને ઠંડું પાણી પીધું અને પ્રભુનો આભાર માન્યો. એ જોઈને એક વ્યક્તિએ તેને કહ્યું : 'તું સાવ મૂરખ લાગે છે. કેટલું ધન મેળવીને પણ તે એને નષ્ટ કરી નાખ્યું, અને ખાધી તો પાછી એ જ સૂકી રોટલી ! સાચે જ ભાગ્ય ખૂબ જ બળવાન છે.' દાન આપનારે કહ્યું : 'વહેંચતી વખતે જો તમે હાજર હોત તો હું તમને પણ જરૂર કંઈક આપત.' આથી પેલી વ્યક્તિને શરમ આવી અને તેને એ જોઈને આશ્ચર્ય થયું કે કેટલાક બીજા દાનશીલ પુરુષો પણ પુષ્કળ ધન લઈને આ માણસને આપવા માટે આવી રહ્યા છે.

જે વહેંચે છે, બીજાઓને આપે છે, સમાજમાં તેમનું માન થાય છે. તેમને શત્રુઓમાં પણ મિત્રો મળી જાય છે. જે માણસ પ્રભુના માર્ગે અર્થાત્ ધાર્મિક કાર્યોમાં દાન નથી આપતો, દેશના ભલા માટે ત્યાગ નથી કરતો, ઈષ્ટ મિત્રોને પણ કશું નથી આપતો, એવો એકલો ખાનારો માણસ પાપી છે. શ્રીકૃષ્ણ મહારાજ પણ ગીતામાં કહે છે –

**ભુઞ્જતે તે ત્વઘં પાપા યે પચન્ત્યાત્મકારણાત્.**

અર્થાત્ 'જે પાપી લોકો પોતાના શરીરના પોષણ માટે જ રાંધે છે, તેઓ તો પાપ જ ખાય છે.'

આજે સામ્યવાદીઓ સંપત્તિ વહેંચવાની વાતો કરે છે. પરંતુ વેદ તો આ વાત શરૂથી કહી રહ્યો છે. સામ્યવાદીઓ તો ફક્ત મનુષ્યમાં જ વહેંચવાની વાત કરે છે, પરંતુ વેદભક્ત તો 'બલિવૈશ્વદેવયજ્ઞ' દ્વારા કીટ, પતંગ, કૂતરાં અને કાગડા વગેરેને પણ આપે છે. વેદની આ જ તો વિશેષતા છે.

# ૩૦. સિદ્ધિ

**राधसे जज्ञिषे।** – ઋ. ૫.૩૫.૪

હે જીવ ! તું (राधसे) સિદ્ધિ માટે, ઈશ્વર–પ્રાપ્તિ માટે (जज्ञिषे) પેદા

થયો છે.

માનવજીવનનો ઉદ્દેશ્ય ઈશ્વર–પ્રાપ્તિ છે. જે મનુષ્ય પ્રભુને પ્રાપ્ત કરી લે છે, તે સંસારના સર્વશ્રેષ્ઠ વૈભવને પ્રાપ્ત કરી લે છે; અને જે પ્રભુને ખોઈ બેસે છે, તે સર્વસ્વ ખોઈ બેસે છે. માટે સાવધ રહો કે તમારું આ જીવન વ્યર્થ ન ચાલ્યું જાય. કેનોપનિષદ્ (૨.૫)માં સાચું જ કહ્યું છે –

**ઈહ ચેદવેદીદથ સત્યમસ્તિ ન ચેદિહાવેદીન્મહતી વિનષ્ટિઃ.**

અર્થાત્ 'જો આ જન્મમાં ઈશ્વરને જાણી લીધા, ઈશ્વર–સાક્ષાત્કાર કરી લીધો, તો જીવન સફળ છે; અને જો આ જન્મમાં આત્મજ્ઞાન પ્રાપ્ત ન કર્યું, ઈશ્વર–સાક્ષાત્કાર ન કર્યો, તો સમજવું કે સાચે જ ભારે વિનાશ થઈ ગયો, મોટું નુકસાન થઈ ગયું.'

યુવાનો તો માટે ભાગે એવું જ વિચારતા હોય છે કે, હજુ તો બહુ જ આયુષ્ય બાકી છે, ઘરડા થઈશું ત્યારે ભક્તિ કરીશું. પરંતુ યુવાવસ્થામાં મોજમસ્તી કરવી અને ઘડપણમાં માળા લઈને ભજન કરવાની વાત તો કેરી ખાઈને ગોટલીનું દાન કરવા જેવી વાત છે. યુવાનો ! જ્યારે વૃદ્ધાવસ્થામાં તમારી ઈન્દ્રિયો ક્ષીણ થઈ જશે, શરીરની ચામડી લચી પડશે, આંખોથી જોવાનું બંધ થઈ જશે, પગમાં એક આસન જમાવીને બેસવાની શક્તિ નહિ રહે, ત્યારે ઈશ્વર–ઉપાસના નહિ થઈ શકે. એક કવિએ સરસ કહ્યું છે –

**જવાની મેં અદમ[1] કે વાસ્તે સમાન કર ગાફિલ[2],**
**મુસાફિર શબ[3] સે ઉઠતે હૈં જો જાના દૂર હોતા હૈ.**
*(અર્થ : ૧. પરલોક, ૨. બેખબર અથવા અસાવધાન, ૩. રાત્રિ)*

ઈશ્વર–પ્રાપ્તિ માટે ક્યાંય દૂર જવાની પણ જરૂર નથી. એ સર્વવ્યાપી તો આપણા હૃદયમાં જ નિવાસ કરે છે –

**કસ્તૂરી કુંડલ બસૈ, મૃગ ઢૂંઢે બન માહિં,**
**ઐસે ઘટ મેં પીવ હૈ, દુનિયા જાનૈ નાહિં.**

ઈશ્વર–પ્રાપ્તિ માટે હૃદયમાંથી ખરાબ ભાવનાઓ અને વાસનાઓ કાઢી નાખો. હૃદય જેટલું કોમળ, શુદ્ધ, પવિત્ર, સાત્ત્વિક અને સ્વચ્છ હશે, એટલાં જ ઈશ્વર–દર્શન જલદી થશે. ખાવું–પીવું અને મોજ ઊડાવવી એ જીવનનું લક્ષ્ય

નથી. એક કવિના શબ્દોમાં –

**ખાના, પીના, સોના, રોના ઔર વિષય મેં ભૂલા હૈ,**
**યહ તો સૂઅર મેં ભી હૈ, તૂ માનુષ બન ક્યોં ભૂલા હૈ.**

કોઈએ એક સંતને પૂછ્યું : 'અધમ કોણ છે ?'

'જે દુર્લભ માનવજીવન પામીને પણ ઈશ્વરના માર્ગનું અવલંબન નથી કરતો, તે અધમ છે.' – સંતે સહજ ઉત્તર આપ્યો. જરા વિચાર કરો કે ક્યાંય તમે પણ આ વર્ગમાં તો નથી ને ?

યોગી યાજ્ઞવલ્ક્યનું કથન છે –

**'યજ્ઞ, સદાચાર, દયા, અહિંસા, દાન અને સ્વાધ્યાય – આ બધાં ધર્મ છે; પરંતુ યોગાભ્યાસ દ્વારા પરમાત્માને પ્રાપ્ત કરવા એ સૌથી મોટો ધર્મ છે.'**

જેમ સોળે શૃંગાર કરવા છતાંય નાક વગર સૌંદર્ય ફીકું લાગે છે, તેમ ઉચ્ચ કુળમાં જન્મ લેવા છતાંય ભગવાનનું ભજન ન કરનારાનો જન્મ નિરર્થક છે. માટે ચેતો ! સંસારી જીવો, ચેતો ! આ જ જન્મમાં ઈશ્વર–પ્રાપ્તિ કરો.

## ૩૧. બુદ્ધિ

**धियो यो नः प्रचोदयात्।** – યજુ. ૩૬.૩

(यः) તે જગદીશ્વર (नः) અમારી (धियः) બુદ્ધિઓને (प्रचोदयात्) ઉત્તમ પ્રેરણા કરે.

સંસારમાં બુદ્ધિબળને જ શ્રેષ્ઠ માનવામાં આવે છે. બુદ્ધિ દ્વારા મનુષ્ય પંખીની જેમ આકાશમાં ઊડી શકે છે અને માછલીની જેમ પાણીમાં તરી શકે છે. બુદ્ધિ દ્વારા મનુષ્યે વિમાન અને અવકાશયાન રૂપે કેટલાં મોટાં મોટાં પંખીઓ બનાવ્યાં છે ! સબમરીનમાં બેસીને મનુષ્ય છ–છ મહિના સુધી પાણીની અંદર રહે છે. બુદ્ધિ દ્વારા મનુષ્ય ચંદ્રલોક પર પહોંચી ગયો છે અને હવે મંગળ વગેરે અન્ય દૂરના ગ્રહો પર ઊતરવાની તૈયારીઓ પણ કરી રહ્યો છે. બુદ્ધિ દ્વારા મનુષ્ય જંગલના રાજા સિંહને પણ વશ કરી સરકસમાં નચાવે છે અને વિશાળ કાયા ધરાવતા હાથીને પણ વશમાં કરી તેની પાસેથી

મનગમતું કામ લે છે.

એકવાર એક છોકરો હાથી ઉપર સવાર થઈ અંકુશ વડે હાથીને આમતેમ ચલાવીને લઈ જઈ રહ્યો હતો. એ હાથીની ડોકમાં એક નાનો ઘંટ બાંધેલો હતો. જ્યારે હાથી ચાલે ત્યારે આ ઘંટ વાગે. આ ઘંટને જોઈ એક કવિએ કહ્યું કે, હકીકતમાં આ ઘંટ નથી વાગતો, બલ્કે હાથીના મોઢેથી શબ્દો નીકળી રહ્યા છે –

**'મતિરેવ બલાદ્ ગરીયસી યદભાવે કરિણામિયં દશા.'**

અર્થાત્ 'બુદ્ધિ શારીરિક શક્તિ કરતાં મહાન છે. બુદ્ધિના અભાવે મારી આ દશા છે.'

બુદ્ધિનું ખૂબ જ મહત્ત્વ છે. બુદ્ધિ હોવાને લીધે જ મનુષ્ય જંગલનાં હિંસક સાપ વગેરે પ્રાણીઓથી જરાય ગભરાતો નથી. બુદ્ધિ દ્વારા મનુષ્ય પ્રત્યેક ક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરી શકે છે; કારણ કે – **'બુદ્ધિર્યસ્ય બલં તસ્ય'** અર્થાત્ 'જેની બુદ્ધિ, તેનું બળ.' માટે ઉપરની સૂક્તિમાં પરમપિતા પરમેશ્વર પાસે બુદ્ધિની પવિત્રતા અને બુદ્ધિને સન્માર્ગે પ્રેરિત કરવા માટેની પ્રાર્થના કરવામાં આવી છે.

સંસારમાં સફળતા મેળવવા માટે, સન્માર્ગ પર ચાલવા માટે બુદ્ધિ અત્યંત જરૂરી છે. પરંતુ તમારી બુદ્ધિ સંસારની હાનિ, સંસારનો વિનાશ કરનારી ન હોવી જોઈએ. તમે ઋષિઓ દ્વારા પ્રશંસિત અને બ્રહ્મચારીઓ દ્વારા સેવિત, ધારણાવતી અને મેધાવી બુદ્ધિ પ્રાપ્ત કરો, કે જેને પ્રાપ્ત કરી ઋષિમુનિઓ પોતે જ કૃતકૃત્ય અથવા મુક્ત નથી થયા, બલ્કે સંસારભરનું કલ્યાણ સાધતા ગયા છે. તમે પણ એવી નિર્દોષ તથા સૌનું ભલું કરનારી બુદ્ધિ પ્રાપ્ત કરો. તમે પણ મેધાવી બનવાનો પ્રયત્ન કરો. કારણ કે –

**બુદ્ધિર્વરં સદા લોકે ધનમાનસુખૌષિણામ્,**
**બુદ્ધિહીનઃ પરં ક્લેશં પ્રાપ્નુવન્તિ હિ માનવાઃ.**

અર્થાત્ 'ધન, યશ અને સુખની કામના કરનારાઓ માટે સંસારમાં બુદ્ધિ જ શ્રેષ્ઠ વસ્તુ છે. બુદ્ધિહીન મનુષ્ય મહાન કષ્ટ ભોગવે છે.'

પ્રભુ ! આપ અમારા સૌની બુદ્ધિને એવી પ્રેરણા આપો કે જેથી અમે કુમાર્ગથી બચીને સદા સન્માર્ગના પથિક બની રહીએ.

# ૩૨. ક્રોધ ત્યાગ

## **मा क्रुधः।** – અથર્વ. ૧૧.૨.૨૦

(क्रुधः) ક્રોધ અથવા ગુસ્સો (मा) ન કર.

ક્રોધ એક બહુ જ ખરાબ બલા છે. એ તમામ બૂરાઈઓ અને લડાઈઓનું ઘર છે. ક્રોધ એક એવો બારૂત – દારૂ છે, જે બીજાનો નાશ કરતાં પહેલાં એ જેનામાં પ્રગટ થાય છે, તેને જ ભસ્મ કરી નાખે છે. ક્રોધની આગ બીજાને સળગાવે એ પહેલાં જ્યાં પેદા થાય છે, તેને જ સળગાવી નાખે છે. ક્રોધ બીજાને નુકસાન પહોંચાડે તે પહેલાં ક્રોધ કરનાર વ્યક્તિને જ કુરૂપ કરી નાખે છે. ક્રોધમાં તેની આંખો લાલ થઈ જાય છે. ક્રોધ શરીરને બાળે છે, હૃદયને તપાવે છે, ધર્મ છોડાવે છે તથા વ્યાકુળતા વધારે છે. એટલું જ નહિ –

**ક્રોધો નાશયતે ધૈર્યં ક્રોધો નાશયતે શ્રુતમ્.**
**ક્રોધો નાશયતે સર્વં નાસ્તિ ક્રોધસમો રિપુઃ.**

અર્થાત્ 'ક્રોધ ધૈર્ય, વિદ્યા અને શાસ્ત્ર–જ્ઞાન સૌનો નાશ કરે છે. ક્રોધ જેવો બીજો કોઈ શત્રુ નથી.'

જ્યારે ક્રોધ આવે છે, ત્યારે એ આંખો ધરાવતા મનુષ્યને પણ અંધ કરી મૂકે છે; બુદ્ધિમાન મનુષ્ય પણ પોતાનું જ્ઞાન–વિજ્ઞાન ભૂલી જાય છે.

એક રાજાને પક્ષીઓ પાળવાનો શોખ હતો. તેને એક ચકોર સૌથી વહાલું હતું. તે એને હંમેશાં પોતાની સાથે જ રાખતો. એક વાર રાજા શિકાર કરવા ગયો અને તેનો ઘોડો બહુ જ આગળ નીકળી ગયો. આથી તે પોતાના સાથીઓથી અલગ પડી ગયો. હવે તેને ખૂબ જ તરસ લાગી. તેણે ફરતાં ફરતાં જોયું કે એક ચટ્ટાનની તિરાડમાંથી પાણીનાં ટીપાં પડતાં હતાં. રાજાએ પોતાના ખિસ્સામાંથી પ્યાલો કાઢી ત્યાં મૂક્યો. થોડી વારમાં પ્યાલો ભરાઈ ગયો અને રાજા એ પાણી પીવા જતો હતો એટલામાં પેલા ચકોરે પાંખ મારીને એ પ્યાલો રાજાના હાથમાંથી પાડી નાખ્યો. આથી તરસ્યા રાજાને ગુસ્સો તો ખૂબ જ આવ્યો, પરંતુ કરે પણ શું ? તેણે ફરીથી પ્યાલો ભરાવા મૂક્યો. પરંતુ જ્યારે તે પ્યાલો મોંઢે મૂકવા જતો હતો ત્યાં ફરીથી તેના ચેતકે આવી એ પ્યાલો પણ તેના હાથમાંથી પાડી નાખ્યો ! આથી રાજાથી ન

રહેવાયું અને તેને એટલો ગુસ્સો આવ્યો કે તેણે ચકોરની ગરદન મરડીને તરત જ મારી નાખ્યું. પરંતુ થોડીવાર પછી રાજાની નજર અચાનક પેલી ચટ્ટાનની તિરાડ પર પડી તો તેણે જોયું કે ત્યાં તો એક મોટો મરેલો સાપ દબાયેલ પડ્યો છે, અને પેલું પાણી તો તેના શરીરમાંથી ટપકી રહ્યું હતું ! આ જોઈને રાજાને ખૂબ જ પશ્ચાત્તાપ થયો.

આ ઘટના પરથી એ પાઠ શીખવાનો છે કે ક્રોધ ન કરવો જોઈએ, કારણ કે ક્રોધ કર્યા બાદ પાછળથી પસ્તાવું પડે છે. ક્રોધી વ્યક્તિ પાપથી વશીભૂત થઈ પોતાનાં માતા, પિતા, આચાર્ય, શિક્ષક વગેરેનું પણ અપમાન કરી બેસે છે. હિતની વાત પણ ક્રોધી વ્યક્તિને સારી નથી લાગતી. ક્રોધ સૌંદર્યનો નાશ કરે છે, બુદ્ધિને ભ્રમિત કરી મૂકે છે, શરીરને વહેલું ઘરડું બનાવે છે, તથા મનુષ્યને બીજાની નજરમાં નીચો પાડે છે. ક્રોધી વ્યક્તિ બીજાને દુઃખી કરે કે ન કરે, પરંતુ પોતે તો અંદર ને અંદર સળગે જ છે. ક્રોધ એક એવો ભયંકર રોગ છે કે જેનાથી વ્યક્તિની શારીરિક, માનસિક, આત્મિક – સર્વ પ્રકારની અવનતિ થાય છે; એટલા માટે અકારણ ગુસ્સે થવાનો સ્વભાવ ન પડવા દેશો.

## ૩૩. બ્રહ્મચર્ય દ્વારા મૃત્યુ ઉપર વિજય

**ब्रह्मचर्येण तपसा देवा मृत्युमपाघ्नत।** – અથર્વ. ૧૧.૫.૧૯

(ब्रह्मचर्येण) બ્રહ્મચર્યરૂપી (तपसा) તપ વડે (देवाः) વિદ્વાન લોકો (मृत्युम्) મૃત્યુને (अप अघ्नत) મારી ભગાડે છે.

આ સૂક્તિમાં બ્રહ્મચર્યના મહિમા પર પ્રકાર પાડવામાં આવ્યો છે. બ્રહ્મચર્યનો અર્થ થાય છે : ઈશ્વર–ચિંતન, વેદાધ્યયન, જ્ઞાનોપાર્જન અને વીર્યરક્ષણ. સૂક્તિ કહે છે કે, વિદ્વાનો બ્રહ્મચર્યરૂપી તપથી મોતને મારી ભગાડે છે.

મહર્ષિ દયાનંદ આદર્શ બ્રહ્મચારી હતા. તેમને છેલ્લી વાર જોધપુરમાં ષડયંત્રકારીઓએ ભયંકર ઝેર ભેળવેલું દૂધ પિવડાવ્યું. ઝેર આખા શરીરે ફૂટી નીકળ્યું. મહર્ષિની આવી અવસ્થા જોઈ ડોક્ટર સૂરજમલ બોલી ઊઠ્યા કે, એવું કાતિલ ઝેર આપવામાં આવ્યું છે કે જો કોઈ સામાન્ય માણસને આપવામાં આવ્યું હોત તો તે પાંચ જ મિનિટમાં મરી જાત. મૃત્યુ જાણે મહર્ષિજીની પાસે ફરી ફરીને

આવતું હતું, પરંતુ તેમણે ઠોકર મારી મારીને તેને એક મહિના સુધી પોતાનાથી દૂર જ રાખ્યું. દીપોત્સવીના દિવસે પોતાની આખરી વેળાએ મહર્ષિજીએ યોગાભ્યાસ અને પ્રાણાયામ કર્યા. વેદમંત્રોનો પાઠ તથા ઈશ્વરની સ્તુતિ કરતાં કહ્યું : 'ઈશ્વર ! તેં સરસ લીલા કરી, તારી ઇચ્છા પૂર્ણ થાઓ.' એમ કહી હસતાં મુખે મૃત્યુને આલિંગન કર્યું. બ્રહ્મચર્યના તપથી તેઓ 'મૃત્યુંજય' કહેવાયા. માટે નવયુવકો ! તમે પણ વીર્યનું રક્ષણ કરી મૃત્યુંજય બની શકો છો.

ભીષ્મ પિતામહ પણ આદર્શ બ્રહ્મચારી હતા. તેઓ પણ અઠ્ઠાવન દિવસ સુધી શર–શૈયા પર પડ્યા રહ્યા. મૃત્યુ પાસે આવતું હતું, પરંતુ ભીષ્મજીના ડરથી એક તરફ ઊભું રહી જતું હતું ! સૂરજ ઉત્તરાયણમાં આવ્યો પછી જ તેમણે પોતાનો દેહ છોડ્યો.

જે વ્યક્તિ બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેનામાં દિવ્ય તેજ ભરેલું રહે છે, તેની આંખોની જ્યોતિ ગરુડ જેવી તીક્ષ્ણ હોય છે, તેના કપાળ પર ગુલાબી છટા અને મુખમંડળ પર તેજ અને ઓજ ઝળહળતાં હોય છે. બહાર નીકળતી – વિકસિત છાતી, હસતો ચહેરો, દૃઢતા, ધૈર્ય, સાહસ અને ગંભીરતા – આ બધું બ્રહ્મચર્યના પ્રતાપે જ પ્રાપ્ત થાય છે. બ્રહ્મચર્ય મૃત્યુ અને રોગોનો નાશ કરવા માટેનું એક શ્રેષ્ઠ રસાયણ છે. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે –

**આયુસ્તેજો બલં વીર્યં પ્રજ્ઞા શ્રીશ્ચ મહાયશઃ,**
**પુણ્યં ચ સત્પ્રિયત્વં ચ વર્ધતે બ્રહ્મચર્યયા.**

અર્થાત્ 'બ્રહ્મચર્યના પાલનથી આયુષ્ય, તેજ, બળ, વીર્ય, બુદ્ધિ, શોભા, યશ, પુણ્ય અને પ્રીતિ વધે છે.'

માટે જો તમે રોગોથી બચવા માંગતા હો; તેજસ્વી, યશસ્વી, બળવાન તથા મૃત્યુંજય બનવા માંગતા હો, તો બ્રહ્મચર્યનું પાલન જરૂર કરો. બ્રહ્મચર્યનું પાલન કરવા માટે ગંદાં નૃત્ય જોવાનું, ગંદાં ગીતો સાંભળવાનું તથા ગંદી સિનેમા વગેરે જોવાનું છોડી દો. અશ્લીલ સાહિત્ય ક્યારેય ન વાંચો. વહેલી સવારે ઊઠો. ઊઠીને સંધ્યા–ઉપાસના, આસન, વ્યાયામ, પ્રાણાયામ વગેરે કરો. પ્રાણાયામથી વીર્ય ઊર્ધ્વ ગતિ પામે છે, યાદશક્તિ વધે છે, મુખમંડળ પર ઓજ અને તેજ આવે છે. બ્રહ્મચર્યનું પાલન કરવા માટે ધાર્મિક પુસ્તકોનો સ્વાધ્યાય તથા વિદ્વાનોનો સત્સંગ કરો. (નોંધ : બ્રહ્મચર્ય વિશે વધુ જાણવા માટે મારું 'બ્રહ્મચર્ય–ગૌરવ' નામનું પુસ્તક વાંચો.)

# ૩૪. ધર્મ અનુસાર આચરણ

**धर्मं प्र यज।** – ઋ. ૩.૧૭.૫

(धर्मं) ધર્મનું – ધર્મ અનુસાર (प्र यज) આચરણ કરો.

વેદની આ નાનકડી સૂક્તિમાં એક કલ્યાણકારી ઉપદેશ છે : 'ધર્મનું આચરણ કરો.' ધર્મના માર્ગે ચાલવું એ પ્રત્યેક મનુષ્ય માટે જરૂરી છે; કારણ કે –

**ધર્મ એવ હતો હન્તિ ધર્મો રક્ષતિ રક્ષિતઃ.** – મનુ. ૮.૫

અર્થાત્ 'જે લોકો ધર્મને મારે છે અર્થાત્ ધર્મનું આચરણ છોડી દે છે, તેમને ધર્મ નષ્ટ કરી દે છે; અને જે લોકો ધર્મની રક્ષા કરે છે, તેમની ધર્મ રક્ષા કરે છે.'

પરંતુ 'ધર્મ' એટલે શું ? વૈશેષિક દર્શન અનુસાર જે નિયમોનું પાલન કરવાથી લૌકિક તેમ જ પારલૌકિક ઉન્નતિ થાય, તેવા નિયમોનું નામ 'ધર્મ' છે. ટૂંકમાં, કર્તવ્યનું નામ 'ધર્મ' છે.

ધર્મનો એક બીજો અર્થ 'ધારણ કરનાર' પણ થાય છે. તત્ત્વવેત્તાઓના મતાનુસાર જે ગુણથી પદાર્થની સત્તા સ્થિર રહે છે, તે જ તેનો ધર્મ છે. કોઈ પણ વસ્તુમાંથી તેનો ધર્મ કાઢી નાખવામાં આવે તો તે વસ્તુ નષ્ટ થઈ જાય છે. પ્રકૃતિની દરેક વસ્તુ પોતાના ધર્મને ધારણ કરી રહી છે. અગ્નિનો ધર્મ ઉષ્મા છે. જો અગ્નિ પોતાનો ઉષ્મા આપવાનો ધર્મ છોડી દે તો તે અગ્નિ જ રહેતો નથી અને પછી તેને પગ નીચે કચડી શકાય છે. એવી જ રીતે જો મનુષ્ય પણ પોતાનો ધર્મ છોડી દે, તો તેનું શું મૂલ્ય રહે ? ધર્મ વગરનો માણસ શિંગડાં અને પૂંછડાં વગરનો પશુ બની જાય છે. મનુષ્યનો ધર્મ છે – માનવતાનું આચરણ. પોતાની માનવતાને સ્થિર રાખવા માટે આપણે નિરંતર ધર્માચરણ કરતાં રહેવું જોઈએ.

બાળ–શહીદ ધર્મવીર હકીકતરાયનું નામ તો તમે જરૂર સાંભળ્યું હશે. હકીકતરાય મુસલમાનોની પાઠશાળામાં ભણતો હતો. એક દિવસ કાજી સાહેબ બહાર ગયા હતા. છોકરાઓમાં ઝગડો થઈ ગયો. મુસલમાનોના છોકરાઓએ દેવી માતાને ગાળ દીધી. સામે હકીકતરાયે પણ રસૂલજાદી ફાતિમા માટે

અપશબ્દો કહ્યા. ઈસ્લામના અપમાનનો આ કેસ અંતે લાહોર પહોંચ્યો. કાજીએ હકીકતરાયને કહ્યું : 'તું મુસલમાન થઈ જા, તને ઉચ્ચ પદ તથા ધન પણ મળશે.' પરંતુ હકીકતરાય હસી પડ્યો અને તેણે કહ્યું : 'એટલા તુચ્છ સ્વાર્થ માટે હું મારો ધર્મ છોડી દઉં એ સંભવ નથી. તમે મારા આ શરીરને કાપી શકો છો, પરંતુ મારા આત્માને નહિ.'

**કાટ સકતે હો તો બાહર કા હકીકત કાટો,**
**અસલ હકીકત કો કાટતી યહ તલવાર નહીં.**

વીર હકીકતે પોતાનું માથું આપી દીધું, પણ પોતાનો ધર્મ ન છોડ્યો. વહાલા નવયુવકો ! તમે પણ ધર્મવીર હકીકતરાયની જેમ ધર્મ પર દૃઢ રહો. પ્રભુ તમને નિરંતર ધર્મપથ પર ચાલતાં રહેવાની શક્તિ અને સામર્થ્ય આપે ! ભલે ગમે એટલાં પ્રલોભનો અને મુશ્કેલીઓ આવે, પરંતુ તમે ધર્મના માર્ગ પરથી ક્યારેય વિચલિત ન થશો.

# ૩૫. સમયનો સદુપયોગ

**कालो अश्वो वहति।** – અથર્વ. ૧૯.૫૩.૧

(कालः अश्वः) સમયરૂપી ઘોડો (वहति) દોડી રહ્યો છે.

દિવસો, રાતો, મહિના અને વર્ષો પસાર થઈ રહ્યાં છે. સમય ભાગતો જ જાય છે. તમે એની પાછળ ગમે એટલું દોડો, પરંતુ જે સમય પસાર થઈ ગયો એ તો ગયો જ; એ તો હવે કેમેય કરીને પાછો મળી શકવાનો નથી. માટે જ કહ્યું છે –

**ગયા વક્ત ફિર હાથ આતા નહીં.**

ગુમાવેલું સ્વાસ્થ્ય ફરીથી મેળવી શકાય છે, ધન–ધાન્ય અને વૈભવ પુનઃ પ્રાપ્ત કરી શકાય છે, વિખૂટા પડી ગયેલા ભાઈ–બંધુ ફરી મળી શકે છે, પરંતુ એકવાર પસાર થઈ ગયેલો સમય ફરીથી પ્રાપ્ત થઈ શકતો નથી. માટે જે સમય તમારા હાથમાં છે, એને વ્યર્થ ન જવા દો.

સમયનું મૂલ્ય ન સમજનારા લોકો સાચે જ કમનસીબ છે. સમયની એક એક ક્ષણ અમૂલ્ય છે. કરોડો રૂપિયા ખર્ચીને પણ તમે એક ક્ષણ ખરીદી

શકતા નથી.

દેશના સર્જનહારો ! તમારા જીવનની એક પણ ક્ષણ નકામી વાતો કે આળસ–પ્રમાદમાં ન ખર્ચાવી જોઈએ. વિદ્યાના અભિલાષીઓ ! તમે એક ક્ષણની પણ ઉપેક્ષા ન કરશો. 'થોડીક વારમાં શું થઈ જવાનું છે ? બે મિનિટમાં શું બગડી જવાનું છે ?' – એવું ન વિચારો. તમારા આયુષ્યની પ્રત્યેક ક્ષણ જ્ઞાનોપાર્જન, વિદ્યાભ્યાસ, વેદોના પઠનપાઠન, પ્રભુ–ચિંતન તથા શુભ કાર્યોમાં વાપરો. તમારા સમયનો સદુપયોગ કરી તમે પણ મહાન વ્યક્તિ બની શકો છો.

આજનું કામ કાલ ઉપર ક્યારેય ન છોડો –

**કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ,**
**પલ મેં પ્રલય હોયગી, ફેર કરેગા કબ.**

સમયને હાથમાંથી જવા ન દેશો. મોડા પડવાનું – વિલંબનું પરિણામ ખૂબ જ ભયંકર હોય છે. એક ટ્રેન ડ્રાઈવરની ઘડિયાળ બે જ મિનિટ પાછળ રહી જાય, તો બે ટ્રેનો ટકરાઈ જાય છે, સેંકડો મુસાફરો મૃત્યુ પામે છે, અનેક ઘાયલ થાય છે, અને લાખો–કરોડો રૂપિયાનું નુકસાન થાય છે.

જો એક સેનાપતિ શત્રુ–દેશ પર આક્રમણ કરવામાં એકાદ મિનિટ મોડું કરે, તો એવા વિલંબને લીધે તે પોતાના દેશની સ્વતંત્રતા પણ ખોઈ બેસતો હોય છે. જો એક રાજદૂત સંદેશો પહોંચાડવામાં એકાદ મિનિટનું મોડું કરે, તો સંભવ છે કે તેના કારણે એક નિરપરાધ વ્યક્તિને ફાંસી પર ચઢાવી દેવામાં આવે છે.

થોડી જ ક્ષણોના વિલંબે અનેક રાજાઓના રાજમુગુટ છીનવી લીધા છે. થોડી જ ક્ષણોના વિલંબે અનેક હસતાં લોકોને વિલાપ કરતાં કરી મૂક્યા છે. સમય ચૂકી જવાને લીધે અનેક નેતાઓનું નેતૃત્વ ધૂળમાં મળી ગયું છે. સમય ચૂકી જવાનું પરિણામ દુઃખદાયક હોય છે. માટે ક્યારેય સમય ન ચૂકશો. સમયનો હંમેશાં સદુપયોગ કરો. તમારી પાસે જેટલો પણ સમય હોય તેને વ્યર્થ ન જવા દેશો. દરેક કામ નિયમપૂર્વક તથા સમયસર કરો.

પ્રભુ તમને બળ અને શક્તિ આપે, જેથી તમે તમારા સમયનો સદુપયોગ કરીને મહાન બની શકો.

# ૩૬. તંદુરસ્તી

**त्वमगदश्चर।** – અથર્વ. ૪.૧૭.૮

(त्वम्) તું (अगदः) નિરોગી રહીને (चर) વિચર.

વેદની આ સૂક્તિ તમને આદેશ આપે છે : 'સ્વસ્થ રહો, તંદુરસ્ત રહો.' આયુર્વેદના ગ્રંથોમાં સ્વાસ્થ્યની વ્યાખ્યા આ મુજબ આપવામાં આવી છે –

**સમદોષઃ સમાગ્નિશ્ચ સમધાતુમલક્રિયાઃ,**
**પ્રસન્નાત્મેન્દ્રિમનઃ સ્વસ્થ ઇચ્યભિધીયતે.**

અર્થાત્ 'સ્વાસ્થ્ય એક એવી અવસ્થા છે, જેમાં મનુષ્યના વાતાદિ દોષ સમ હોય, સારી ભૂખ લાગતી હોય, ખાધેલું અન્ન સારી રીતે પચતું હોય, રસ, રક્ત, માંસ વગેરે સાત ધાતુઓ યોગ્ય રીતે નિર્માણ પામતી હોય, મળ–વિસર્જન વગેરે કાર્યો યોગ્ય સમયે થતાં હોય, કપાળ ચમકતું હોય, મુખમંડળ પર આભા અને તેજ હોય, આંખોમાં જ્યોતિ હોય તથા ઇન્દ્રિયો, મન અને આત્મા પ્રસન્ન હોય.' આ બધું હોય તો મનુષ્ય તંદુરસ્ત છે એમ સમજવું.

ઉત્તમ સ્વાસ્થ્ય અણમોલ સંપત્તિ છે. જો શરીર તંદુરસ્ત ન હોય, તો ધન–ધાન્ય, ઐશ્વર્ય, વિદ્યા, બુદ્ધિ વગેરે પણ શું કામ આવવાનાં ? એક માણસ ધન–ધાન્યથી પૂર્ણ છે, મહાન વિદ્વાન છે, તેની કીર્તિ તથા યશ પણ ચોતરફ ફેલાયેલ છે, પરંતુ જો તે સ્વસ્થ ન હોય તો તેનું જીવન ભારરૂપ બની જતું હોય છે. લૌકિક ઉન્નતિ માટે તો સ્વાસ્થ્યની આવશ્યકતા છે જ, પારલૌકિક ઉન્નતિ માટે પણ તેનું મહત્ત્વ કમ નથી. રોગી માણસ ઈશ્વર–ચિંતન પણ કરી શકતો નથી. સ્વાસ્થ્ય ન હોય તો વ્યક્તિના બંને લોક બગડે છે. આ જીવન તો દુઃખ સાથે પસાર થાય જ છે, પરંતુ ઉત્તમ કર્મ ન કર્યાં હોવાથી આગામી જન્મ પણ બગડે છે. સ્વાસ્થ્યહીન વ્યક્તિ પર તો આ જ વાત ચરિતાર્થ થાય છે – **ધોબીનો કૂતરો ન ઘરનો ન ઘાટનો.**

ઉન્નતિ કરો, ધન કમાઓ, આવશ્યક પદાર્થોનો સંગ્રહ કરો, પરંતુ તમારા સ્વાસ્થ્યને હાથમાંથી ન જવા દેશો. જો તમે તમારો ખોરાક પણ ન પચાવી શકો તો એવા ધનનો શો લાભ ? સાચું કહ્યું છે – **'જીવન હૈ તો જહાન હૈ, નહીં તો શ્મશાન હૈ.'** જીવવું જ છે, તો તંદુરસ્ત રહીને જીવો, નહિ તો

જીવવામાં કોઈ લાભ નથી.

તંદુરસ્ત રહેવા માટે બ્રહ્મચર્યનું પાલન કરો. શુદ્ધ અને સાત્વિક ભોજન લો. ઈંડાં, માંસ, માછલી, બીડી, સિગારેટ, દારૂ વગેરે નશીલા પદાર્થો ન લો. દરરોજ વ્યાયામ કરો. યોગાસન અને પ્રાણાયામ કરો. વિચારોને શુદ્ધ અને પવિત્ર રાખો. સદાચારનું પાલન કરો.

સ્વસ્થ અને સુડોળ વ્યક્તિ સૌના આકર્ષણનું કેન્દ્ર બની જાય છે. જે કોઈ તેના સંપર્કમાં આવે છે, તે પણ તેનાથી પ્રેરિત થઈ સ્વસ્થ અને શક્તિશાળી બનવાની કોશિશ કરે છે. સ્વસ્થ વ્યક્તિ સૌના ઉપર સ્વાસ્થ્ય અને શક્તિનાં કિરણો ફેંકે છે. માટે હંમેશાં સ્વસ્થ રહીને વિચરો.

# ૩૭. માંસાહાર નિષેધ

**मांसं . . . नाश्नीयात् ।** – અથર્વ. ૯.૬.૩૯

(मांसम्) માંસ (न) ન (अश्नीयात्) ખાવું જોઈએ.

માંસાહાર અત્યંત અધમ અને રાક્ષસી ભોજન છે. માંસ મનુષ્યોનો નહિ, બલ્કે હિંસક પશુઓ તથા નિશાચરોનો આહાર છે. માંસ ખાવાથી હૃદય અને કિડની ઉપર વધારાનું જોર પડે છે, કબજીયાત થઈ જાય છે, જીભ મેલી રહેવા માંડે છે, ચહેરાનો રંગ પણ ફિક્કો પડી જાય છે, આંખોની આસપાસ કૂંડાળાં પડવા લાગે છે, શ્વાસ અને પરસેવામાંથી બદબો આવે છે. વ્યક્તિનો સ્વભાવ અતિ ચંચળ અને ક્રોધી થઈ જાય છે. આ ઉપરાંત માંસાહારી પુરુષ માટે બ્રહ્મચારી કે સંયમી બની રહેવું એ તો બિલકુલ અશક્ય છે.

માંસાહાર મનુષ્યને જંગલી અને અસભ્ય બનાવે છે. તે કામવાસના પેદા કરે છે તથા બુદ્ધિને મલિન કરી મૂકે છે. માંસાહારી મનુષ્ય ક્યારેય દાર્શનિક અને મહાત્મા બની શકતો નથી. પાયથાગોરસ, પ્લેટો, અરસ્તુ, સોક્રેટીસ, મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ, યોગેશ્વર શ્રીકૃષ્ણ, મહર્ષિ દયાનંદ, મહાત્મા ગાંધી, જ્યોર્જ બર્નાર્ડ શો વગેરે દાર્શનિકો, વિચારકો અને મહાપુરુષો બધા જ શાકાહારી હતા. કેટલાક લોકો એવું સમજે છે કે, માંસ ખાધા વગર મનુષ્ય વીર બની શકતો નથી, પરંતુ આ વિચાર ભ્રામક છે. માંસ અને વીરતાને કોઈ જ સંબંધ નથી. અનેક રજપૂત લોકો માંસનું સેવન બિલકુલ નથી કરતા અને તેઓ માંસાહારને ઘૃણાની

દૃષ્ટિએ જુએ છે, છતાંય એ લોકોની વીરતાનાં અનેક દૃષ્ટાંતો જગપ્રસિદ્ધ છે. મહારાણા સંગ્રામસિંહ, રાણા પ્રતાપ અને રાજા માનસિંહની વીરતાનાં કિસ્સા મડદામાં પણ જાન ફૂંકે તેવાં અને ઠંડા લોહીમાં પણ ગરમી ભરી દે તેવાં છે.

રાણા સાંગાના શરીર પર લગભગ એંશી જેટલા ઘાવનાં નિશાન હતાં, જે તેમને જુદાં જુદાં યુદ્ધોમાં પડ્યાં હતાં. આ નિશાનો પૈકી એક પણ નિશાન એવું ન હતું કે જે તેમની પીઠ ઉપર પડ્યું હોય. પીઠ દેખાડવાનું તો રજપૂતો જાણતા જ નહોતા; તેઓ મરી જતા હતા, પરંતુ પીઠ ન બતાવતા.

માંસનું સેવન કરવાથી મનુષ્યનું હૃદય કઠોર અને દયાશૂન્ય થઈ જાય છે. માંસભક્ષણ શારીરિક, આત્મિક, માનસિક તથા બૌદ્ધિક ઉન્નતિનો હ્રાસ કરે છે. માંસ, માછલી, ઈંડાં એ માનવીય ભોજન છે જ નહિ, માટે માંસ ક્યારેય ન ખાવું જોઈએ.

ઈંડાં પણ રોગોનું ઘર છે. ભારતીય તેમ જ પાશ્ચાત્ય ડોક્ટરો એ વાતનો સ્વીકાર કરે છે કે, ઈંડાના સેવનથી અનેક જાતના રોગો ઉત્પન્ન થાય છે. મહાત્મા ગાંધી જીવનભર ઈંડાં, માંસ, માછલી વગેરેના સેવનનો ઘોર વિરોધ કરતા રહ્યા, પરંતુ તેમના કહેવાતા ચેલાઓ – આજના નેતાઓ અને તેમની સરકારો – આજકાલ રેડિયો અને ટી.વી. પર તેનો જોરદાર પ્રચાર કરી રહ્યા છે, જે સાચે જ અત્યંત દુઃખની વાત છે.

ધ્રુવ પ્રદેશો તથા અમેરિકા વગેરે ઠંડા પ્રદેશોમાં પણ માંસભક્ષણ જરૂરી નથી. આ વિશે સ્ટિફેન્સન લખે છે –

‘જે લોકો એવું માને છે કે ધ્રુવ પ્રદેશોમાં માંસ ખાધા વગર જીવવું અઘરું છે, તેઓ ભૂલ કરે છે. માંસાહારી લોકો અલ્પાયુ હોય છે. મેં અમેરિકામાં રહીને આ વાતનો અનુભવ કર્યો છે કે ગરમી હોય કે ઠંડી, મનુષ્ય માટે માંસ ખાવું ક્યારેય જરૂરી નથી.’

## ૩૮. વ્યાયામ

**खुदत वाजसातये।** – અથર્વ. ૨૦.૧૩૭.૨

(वाजसातये) બળ–પ્રાપ્તિ માટે (खुदत) ખેલકૂદ કરો, વ્યાયામ કરો.

જો તમે બળવાન, શક્તિશાળી અને વીર બનવા માંગતા હો તો ખૂબ જ

ખેલકૂદ કરો, ખૂબ જ વ્યાયામ કરો.

વ્યાયામ કરવાથી શારીરિક બળ વધે છે. શરીર પથ્થર જેવું દૃઢ, સુંદર અને સુડોળ થઈ જાય છે. આળસનું નામનિશાન નથી રહેતું. સ્ફૂર્તિ, સાહસ, શક્તિ અને ધૈર્યની વૃદ્ધિ થાય છે. ભૂખ–તરસ, ગરમી–ઠંડી જેવાં દ્વંદ્વો સહન કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે તથા સ્વાસ્થ્ય ઉત્તમ બને છે. કસરત કરવાથી સ્નાયુઓને તાકાત મળે છે, બુદ્ધિ તીક્ષ્ણ થાય છે, ફેફસાં મજબૂત બને છે, લોહીની શુદ્ધિ થાય છે તથા આયુષ્ય વધે છે. શરીરની બિનજરૂરી ચરબી ઘટવાથી સ્થૂળતા દૂર થાય છે. વ્યાયામ કરનાર વ્યક્તિ જે કંઈ ખાય છે, તે બધું પચી જઈને શરીરનું અંગ બની જાય છે; માટે તેનાં બળ અને શક્તિ વધવાં માંડે છે. શરીર હૃષ્ટપુષ્ટ અને દૃઢ થઈ જાય છે. રોગ અને ઘડપણ જલદી નજીક નથી આવતાં, મૃત્યુ પણ જાણે દૂર ભાગે છે.

પ્રો. રામમૂર્તિએ વ્યાયામ દ્વારા અદ્‌ભુત શારીરિક બળ પ્રાપ્ત કર્યું હતું. તેમણે એવાં એવાં કાર્યો કર્યાં કે સમસ્ત વિશ્વ આશ્ચર્યચકિત થઈ ગયું. એકવાર તેઓ સ્પેન ગયા તો ત્યાં તેમણે એક રમત જોઈ કે જેમાં એક સાંઢને કેટલાક દિવસ સુધી આંખો પર પાટો બાંધીને રાખવામાં છે અને પછી તેને છોડી મૂકવામાં આવે છે. પછી એક ઘોડેસવાર તલવાર લઈ એ સાંઢ સાથે યુદ્ધ કરે છે. આ ખેલ જોઈ પ્રો. રામમૂર્તિએ કહ્યું કે, જે કોઈને સાંઢ સાથે લડવું હોય તેણે જમીન પર રહીને અને કોઈ પણ શસ્ત્ર લીધા વગર યુદ્ધ કરવું જોઈએ. જ્યારે એ માટે કોઈ જ તૈયાર ન થયું તો તેમણે કહ્યું કે, 'હું એ પ્રમાણે લડવા તૈયાર છું,પરંતુ એ શરતે કે તમે લોકો ભવિષ્યમાં આ ક્રૂર રમત રમવાનું બંધ કરી દો તો.' પરંતુ ત્યાંના લોકોએ તેમની એ વાત ન સ્વીકારી. પ્રો. રામમૂર્તિ પોતાની છાતી ઉપર મોટો પથ્થર રાખી એને હથોડા વડે તોડાવતા. પોતાની છાતી ઉપર હાથી ઊભો રાખી શકતા. લોખંડની સાંકળ તોડવાનું અને એક સાથે બે મોટરને રોકી લેવાનું કામ તેમના માટે સામાન્ય હતું.

વ્યાયામના અનેક પ્રકાર છે : દેશી તથા વિદેશી. ક્રિકેટ વગેરે વિદેશી વ્યાયામ ઘણા મોંઘા છે, અને સાથીઓ વગર રમી પણ નથી શકાતા. જ્યારે કબડ્ડી વગેરે દેશી વ્યાયામમાં બિલકુલ ખર્ચ નથી થતો, પરંતુ એમાંય સાથીઓની જરૂર તો રહે જ છે. યોગાસનો એવા પ્રકારનો વ્યાયામ પૂરો પાડે છે, જેમાં કોઈ પણ સાધનની જરૂર નથી પડતી અને ન તો કોઈ સાથીઓની જરૂર પડે છે. ઘરની છત ઉપર, લોનમાં, રૂમમાં – આસનો બધે જ કરી શકાય છે. માટે તમે નિયમિત

આસન કરવાની ટેવ પાડો અને હંમેશાં નિરોગી તથા તંદુરસ્ત બનો. તમારી તંદુરસ્તી જાળવવા માટે તમે ખૂબ જ ખેલકૂદ અને વ્યાયામ કરો. પરંતુ હંમેશાં રમ્યા જ ન કરો. જે સમયે ભણવાનું હોય ત્યારે રમતગમત છોડી ગંભીરતાપૂર્વક ભણો, અને જે સમયે રમવાનું હોય ત્યારે આનંદથી ખેલો; કારણ કે –

**જબ સમય પઢને કા હો, તબ ખૂબ પઢના ચાહિએ,**
**ખેલ કે અવસર પે ખેલો, હર્ષ બઢના ચાહિએ.**

## ૩૯. મિત્રતા

**सखा सखायमतरद् विषूचोः।** – ઋ. ૭.૧૮.૬

(सखा) મિત્ર (सखायम्) મિત્રને (विषूचोः) સંકટથી (अतरत्) બચાવે છે.

સંસારમાં સાચા મિત્રો બહુ જ ઓછા મળતા હોય છે. હા, સ્વાર્થવશ મિત્ર બનનારા અને એ સ્વાર્થ પૂરો થતાં જ મોં ફેરવી લેનારા તો અનેક મળી આવે છે. સાચા મિત્રો એકબીજા માટે પોતાનો જીવ આપી દે છે. સાચો મિત્ર પોતાના મિત્રને સંકટથી બચાવે છે, મુશ્કેલીના સમયે તેની મદદ કરે છે, મિત્રના પરસેવાને બદલે પોતાનું લોહી વહેવડાવે છે, મિત્રને પથભ્રષ્ટ થતો બચાવે છે, ભૂલો કરતો હોય તો તેને એ ભૂલો દૂર કરવા માટે સમજાવે છે અને વ્યસનોના ચક્કરમાંથી બહાર કાઢે છે. તુલસીદાસજીએ આ વિશે સુંદર કહ્યું છે –

**કુપંથ નિવાર સુપંથ ચલાવા, ગુન પ્રગટૈ અવગુનન્હિ દુરાવા.**
**દેત લેત મન સંક ન ધરઈ, બલ અનુમાન સદા હિત કરઈ.**
**વિપત કાલ કર સતગુન નેહા, શ્રુતિ હલ સન્ત મિત્ર ગુન એહા.**
**આગેં કહ મૃદુ વચન બનાઈ, પાછેં અનહિત મન કુટલાઈ.**
**જાકર ચિત્ત અહિ ગતિ સમ ભાઈ, અસ કુમિત્ર પરિહરેહિં ભલાઈ.**

સાચા મિત્રોનાં પ્રેમ અને સહાયતા આદર્શરૂપ હોય છે. તેમાં એકબીજા ઉપર પૂરો વિશ્વાસ હોય છે. સાચો મિત્ર પોતાના મિત્રના દુઃખમાં દુઃખી અને સુખમાં સુખી રહેતો હોય છે. પરંતુ સ્વાર્થી મિત્રોને ઓળખી લઈ તેમનાથી દૂર રહેવું જોઈએ.

એક યુવક અનેક મિત્રો રાખતો. એક દિવસ તેના પિતાજીએ પૂછ્યું : ' આટલા મિત્રોમાંથી તારો કોઈ સાચો મિત્ર ખરો ?' યુવકે કહ્યું : 'બધા જ મારા સાચા મિત્રો છે, અને રમેશ પર તો મને સૌથી વધારે વિશ્વાસ છે.' થોડા દિવસ પછી પિતાજીએ પોતાના પુત્રને મધરાતે જગાડ્યો અને તેને તેના એક મિત્રના ઘરે લઈ ગયા અને પુત્રને કહ્યું : 'હવે તું તારા મિત્રને બૂમ પાડીને બોલાવ.' પુત્રે ઘણી બૂમો પાડી, પરંતુ તેના એ મિત્રે કશો જવાબ આપ્યો નહિ. પછી પિતાજી પાછલા રસ્તેથી તેને એ મિત્રના ઘરની બારી પાસે લઈ ગયા. જોયું કે તેનો એ મિત્ર પોતાની પત્નીને કહી રહ્યો હતો કે, 'રાત્રિનો સમય છે, અત્યારે કશુંય બોલવું ઠીક નથી; કારણ કે રાત્રિના સમયે કોઈ બીજાને ત્યાં ત્યારે જ આવે, જ્યારે કોઈ મુશ્કેલી આવી પડી હોય અથવા તો તાત્કાલિક રૂપિયાની જરૂર ઊભી થઈ હોય.'

પછી પિતાજી પુત્રને લઈ પોતાના એક મિત્રના ઘરે ગયા અને દૂરથી બૂમ પાડી. અવાજ સાંભળતાં જ તેમના મિત્ર પોતાના મિત્રની સહાય માટે એક હાથમાં તલવાર અને બીજા હાથમાં રૂપિયાની થેલી લઈને બહાર આવ્યા. પિતાજીએ કહ્યું : 'જો બેટા ! મિત્રો આવા હોવા જોઈએ. ખરો મિત્ર એ જ કહેવાય, જે દુઃખની ઘડીએ કામ આવે.'

પ્રભુ કરે કે તમે પણ યોગીરાજ કૃષ્ણ અને બ્રાહ્મણ–શ્રેષ્ઠ સુદામાની જેમ નિષ્કપટ, ભરોસાપાત્ર અને સાચા મિત્રો બનો.

## ૪૦. અહિંસા

**मा स्रेधत।** – ઋ. ૭.૩૨.૯

(मा स्रेधत) હિંસા ન કરો.

મન, વચન અને કર્મથી કોઈ પણ પ્રાણીને અન્યાયપૂર્વક કષ્ટ આપવાનું નામ 'હિંસા' છે. વેદની આ સૂક્તિ આદેશ આપે છે : હિંસા ન કરો. માટે મન, વચન અને કર્મથી કોઈ પણ પ્રાણીને કષ્ટ ન આપશો. કોઈ પણ પ્રાણી પ્રત્યે દ્રોહ અને વેરની ભાવના ન રાખશો.

અહિંસાનું પાલન ત્યારે જ થઈ શકે, જ્યારે મનુષ્યના હૃદયમાં પ્રેમનો સમુદ્ર હિલોળા મારી રહ્યો હોય. જેનું હૃદય કઠોર હોય તે અહિંસાનું પાલન ન કરી શકે. માટે અહિંસાનું પાલન કરવા માટે તમારા હૃદયમાં પ્રેમ ઉત્પન્ન કરો. સૌની

સાથે મધુરતા અને પ્રેમનો વ્યવહાર કરો અને કોઈને દુઃખી ન કરો.

જ્યારે મનુષ્ય અહિંસામાં પ્રતિષ્ઠિત થઈ જાય છે અર્થાત્ જ્યારે તે અહિંસાનું પૂર્ણ પાલન કરે છે, ત્યારે વિરોધી સ્વભાવ ધરાવતા મનુષ્યો તથા પશુઓ પણ તેના સાંનિધ્યમાં આવી – તેનાં ઉપદેશ, જીવનશૈલી વગેરેથી પ્રભાવિત થઈ પોતાનો વેરભાવ ત્યજી દેતાં હોય છે.

લગભગ અઢી હજાર વર્ષ પહેલાંની વાત છે. મહાત્મા બુદ્ધ ત્યારે રાજગૃહમાં વિહાર કરતા હતા. દેવદત્ત તેમની ઈર્ષા કર્યા કરતો. એક દિવસ મહાત્મા બુદ્ધે ભિક્ષા માટે નગરમાં પ્રવેશ કર્યો, એટલામાં તો દેવદત્તના આદેશ અનુસાર મહાવતે રાજપથ પર નાલગિરિ નામનો પ્રસિદ્ધ હાથી છોડી મૂક્યો. એ મસ્ત હાથી તો સૂંઢ ઊંચી કરીને બુદ્ધ તરફ એકદમ જ ધસ્યો. 'મહાત્મા ! નાલગિરિ આવી રહ્યો છે, તમને કચરી નાખશે, ભાગો રસ્તા પરથી !' ભિક્ષુઓએ બુદ્ધને કહ્યું. પરંતુ બુદ્ધે કહયું : 'અહિંસા પરમ બળ છે, ભિક્ષુઓ !' એટલામાં નાલગિરિ બુદ્ધની એકદમ નજીક આવી ગયો. બુદ્ધે તેને મૈત્રીભાવથી ભરી દીધો. અહિંસાની જ્યોતથી તેની હિંસા વૃત્તિ જાણે સમાપ્ત જ થઈ ગઈ. હાથીએ સૂંઢ નીચી કરી લીધી અને જાણે બુદ્ધની પ્રદક્ષિણા ન કરતો હોય તેમ ચક્કર લગાવી શાંત ઊભો રહયો.

માનવજીવનમાં અહિંસાનું ખૂબ જ મહત્ત્વપૂર્ણ સ્થાન છે. પરંતુ અહિંસાનો અર્થ એવો કદી નથી થતો કે આપણે કાયર અને દુર્બળોની જેમ અત્યાચાર સહન કરતા રહીએ. દેશ, જાતિ અને ધર્મ પર આક્રમણો થઈ રહ્યાં હોય, અબળાઓ પર અત્યાચારો થઈ રહ્યા હોય, માતૃશક્તિને અપમાનિત કરવામાં આવતી હોય, આપણી ધન–સંપત્તિ લૂંટવામાં આવતી હોય અને આપણે હાથ પર હાથ ધરીને કેવળ જોતાં જ રહીએ, તો એ કોરી કાયરતા જ છે. આતતાયીઓને તો મારી નાખવામાં જ પુણ્ય છે. એક આતતાયીને મારવાથી પુણ્ય જ વધારે થાય છે. માટે જ કહ્યું છે : **'વૈદિકી હિંસા હિંસા ન ભવતિ'** અર્થાત્ વેદોની આજ્ઞા અનુસાર કરવામાં આવતી ન્યાયોચિત હિંસા એ હિંસા નથી. વેદ સિદ્ધાંતરૂપે અહિંસાનું પાલન કરવાનું શિખવાડવાની સાથે સાથે દુષ્ટોને મારી નાખવાનો આદેશ પણ આપે છે.

હિંસક મનુષ્ય શાંતિ મેળવી શકતો નથી. વાસ્તવિક શાંતિ મેળવવા માટે આપણે જીવનમાં અહિંસા ધારણ કરવી જોઈએ.

# ૪૧. સંગઠન

## **व्रजं कृणुध्वम्।** – અથર્વ. ૧૯.૫૮.૪

(व्रजम्) સંગઠન (कृणुध्वम्) રચો.

મનુષ્ય એક સામાજિક પ્રાણી છે. વ્યક્તિ ભલે ગમે એટલી મહાન હોય તોપણ તે બીજાઓની મદદ લીધા વગર રહી શકતી નથી. આથી વેદનો આદેશ છે : સંગઠન રચો. સંગઠનનો સિદ્ધાંત દરેક ક્ષેત્રમાં લાગુ પડે છે. જંગલી પ્રાણીઓ પણ પોતાના બચાવ માટે સંઘ બનાવીને રહે છે; જેમ કે, હાથીઓ ટોળામાં ફરતા હોય છે. આપણે મધમાખીઓ અને કીડીઓને જોઈને આશ્ચર્ય પામીએ છીએ. એ બધાં એકબીજાના સહયોગ અને સંગઠનથી અનેક મોટાં મોટાં કાર્યો કરી લેતાં હોય છે.

માનવસમાજ પણ સંગઠન વિના ન રહી શકે. સંગઠન ન હોય તો કુટુંબ નાશ પામે છે અને રાષ્ટ્ર પણ છિન્નભિન્ન થઈ જાય છે; કારણ કે સંગઠન જ શક્તિનું મૂળ છે. એટલે જ કહેવાયું છે : 'United we stand and divided we fall.' અર્થાત્ ‘સંગઠન દ્વારા આપણે સ્થિર રહીએ છીએ, સમસ્યાનો મુકાબલો કરી શકીએ છીએ, જ્યારે સંગઠન ન હોય તો આપણું અધઃપતન થાય છે.’ સંગઠનમાં જ બળ અને શક્તિ રહેલાં છે. દરેક સમાજ અને વર્ગના તમામ લોકો ‘સંગઠન’ શબ્દને ચાહે છે તથા તેને સ્નેહની દૃષ્ટિએ જુએ છે. સંગઠનમાં જ એવી તાકાત છે, જે તૂટી ગયેલી કડીઓને જોડીને તેને કાર્યસાધક બનાવે છે. જે કામ એકલા મનુષ્યથી નથી થઈ શકતું, તેને અમુક વ્યક્તિઓ સંગઠિત થઈને જરૂર કરી શકે છે; કારણ કે ‘એક કી દવા દો !’

એક ગામમાં આગ લાગી. બધાં જ લોકો ગામ છોડીને ભાગી નીકળ્યાં, પરંતુ ફક્ત બે જ જણા – એક આંધળો અને એક લંગડો ગામમાં રહી ગયા. લંગડાએ આંધળાને કહ્યું : ‘ભાઈ ! તું મને તારા ખભા ઉપર બેસાડી દે; તારી પાસે દૃષ્ટિ નથી, પરંતુ હું તને માર્ગ બતાવીશ. તો જ આપણે બંને બચી શકીશું.’ બંનેએ એમ જ કર્યું. અને જ્યારે એ બંને ગ્રામજનો પાસે હેમખેમ પહોંચ્યા, તો સંગઠનની આ શક્તિ જોઈ લોકોને પણ ખૂબ જ આશ્ચર્ય થયું.

મચ્છરો સંગઠિત થઈને હાથીને ભગાડી શકે છે. જો બધી જ કીડીઓ સંગઠિત થઈ જાય તો એ સિંહની ખાલ પણ ખેંચી શકે છે. પાતળા પાતળા તંતુઓ

જ્યારે દોરડાનું રૂપ ધારણ કરે છે, ત્યારે એના વડે હાથીને પણ બાંધી શકાય છે. ટૂંકમાં, સંગઠનમાં અપાર શક્તિ રહેલી છે. માટે હંમેશાં સંગઠિત રહો, મળીને ચાલો. પરંતુ નારંગીની જેમ ન રહેશો કે ઉપર ઉપરથી તો રંગત એક જણાય, પરંતુ અંદરથી બધી જ પેશીઓ એકબીજાથી અલગઅલગ. તડબૂચની જેમ એક રહો, ભલે ઉપરથી જોતાં અલગઅલગ લાગે, પરંતુ અંદરથી તો એક જ રંગત અને એક જ સ્વાદ.

જેમ એક પૈડાનો રથ નિર્ધારિત સ્થાને પહોંચતો નથી, તેમ આ સંસાર પણ સંગઠન વગર ચાલી શકતો નથી. માટે જો તમે સફળતા અને વિજયની કામના કરતા હો; ધન–ધાન્ય, વૈભવ, ઐશ્વર્ય, ગાય, ઘોડા વગેરે પશુધન ઈત્યાદિ પ્રાપ્ત કરવા ઈચ્છતા હો, તો સંગઠન રચો, સાથે મળીને રહો.

# ૪૨. નિંદા નિષેધ

**मा निन्दत।** – ઋ. ૪.૫.૨

(मा निन्दत) નિંદા ન કરો.

આદર્શ સમાજસુધારક, ધર્મોદ્ધારક મહર્ષિ દયાનંદ સરસ્વતીએ 'નિંદા'ની વ્યાખ્યા આ મુજબ કરી છે : **'જે મિથ્યા જ્ઞાન, મિથ્યા ભાષણ, અસત્યમાં આગ્રહ આદિ ક્રિયા છે, કે જેમાં ગુણને છોડીને એના સ્થાને અવગુણ બતાવવામાં આવે છે, એ નિંદા કહેવાય છે.'**

બીજા લોકોની નિંદા ન કરો અને કોઈની નિંદા સાંભળો પણ નહિ. જે સ્થાને બીજાની નિંદા થતી હોય ત્યાં બેસો પણ નહિ. બીજાના દોષ ક્યારેય ન જુઓ. હંમેશાં બીજાના ગુણ જ જુઓ, દોષ તો પોતાના જ જુઓ. તમે આ વ્રત ધારણ કરો –

**ઔરોં કે હમ દોષ ન દેખેં, અપને દોષ વિચારેં,**
**નિંદન કરેં ન કભી કિસી કી, યહી એક ગુણ ધારેં.**

બીજાની નિંદા ક્યારેય ન કરો, કારણ કે નિંદા કરવાથી આપણો જ આત્મા મલિન થાય છે. દરેક માણસમાં કોઈ ને કોઈ ગુણ જરૂર હોય છે. જેમ મધમાખી ફૂલ ઉપર બેસી એનો મધુર રસ લઈ લે છે, તેમ તમે પણ બીજાના ગુણ ગ્રહણ કરો; અવગુણો તરફ ધ્યાન ન આપો. આવું કરવાથી

હૃદય શુદ્ધ અને પવિત્ર બને છે.

**'જૈસી ધ્વનિ વૈસી પ્રતિધ્વનિ'** – આ એક અટલ સિદ્ધાંત છે. જો આપણે કૂવામાં નીચે નમીને બોલીએ કે, 'તું પાગલ છે, દુષ્ટ છે, નીચ છે', તો કૂવામાંથી પણ 'તું પાગલ છે, દુષ્ટ છે, નીચ છે' એ જ પ્રત્યુત્તર મળશે. નિંદા કરનારી વ્યક્તિ સ્વયં નિંદિત થતી હોય છે અને પોતાનું જ નુકસાન કરતી હોય છે.

એકવાર બે પંડિતો એક સ્થાને પહોંચ્યા અને એક શેઠજીના બંગલે રોકાયા. શેઠજીએ ભોજનની વ્યવસ્થા કરી અને નહાવા માટે પાણી ભરી આપ્યું. જ્યારે એક પંડિતજી નાહવા માટે ગયા તો શેઠજીએ બીજાને પૂછ્યું : 'નાહવા ગયા છે તે પંડિતજી કેવા વિદ્વાન છે ?' પંડિતે કહ્યું : 'અરે ! તે તો સાવ ગધેડો છે.'

થોડીવારમાં પેલા પંડિતજી નાહીને બહાર આવ્યા અને બીજા નાહવા ગયા. એટલે શેઠજીએ આ બીજા પંડિતને પણ બીજા વિશે એ જ પ્રશ્ન કર્યો : 'પેલા નાહવા ગયા તે પંડિતજી કેવા વિદ્વાન છે ?' એમણે જવાબ આપ્યો : 'અરે ! તે તો સાવ બળદ છે.'

થોડીવારમાં જમવાનો સમય થયો. ચાલાક શેઠજીએ એક થાળીમાં ભૂસું અને બીજીમાં ઘાસ લાવી આ પંડિતો સામે મૂક્યું. પંડિતોને નવાઈ લાગી. તેમણે શેઠજીનેપૂછ્યું : 'અરે શેઠજી ! તમે અમારાં ભાણામાં આ શું મૂક્યું ?' શેઠજીએ જવાબ આપ્યો : 'મહારાજ ! તમે જ કહયું હતું કે આ બળદ છે, અને તમે પણ કહયું હતું કે આ ગધેડો છે. આથી જ મેં બળદ માટે ભૂસું અને ગધેડા માટે ઘાસ લાવીને પીરસ્યું છે.' આ છે નિંદાનું ફળ ! માટે જો તમે સુખી થવા માંગતા હો તો કોઈની નિંદા ન કરશો.

## ૪૩. વ્રત ધારણ

### व्रतं कृणुत। – યજુ. ૪.૧૧

(व्रतम्) વ્રત (कृणुत) ધારણ કરો.

વ્રત એટલે શું ? અવગુણોને છોડી ગુણોને ધારણ કરવાનું નામ 'વ્રત' છે. સંસ્કૃતના એક કવિએ ખૂબ જ સુંદર કહ્યું છે :

**ઉપાવૃતસ્ય પાપેભ્યો યસ્તુ વાસો ગુણૈઃ સહ,**
**ઉપવાસઃ સ વિજ્ઞેય ન તુ કાયસ્ય શોષણમ્.**

અર્થાત્ 'પાપથી નિવૃત્ત થઈ પોતાના જીવનમાં ગુણો ધારણ કરવા, એને જ ઉપવાસ કહેવામાં આવે છે. શરીર સૂકવી નાખવાનું નામ ઉપવાસ નથી.'

વ્રતનો અર્થ છે : એવા આચાર, વિચાર, વ્યવહાર અને શુભ સંકલ્પ કે જેનો સ્વીકાર જીવનને શુદ્ધ, પવિત્ર અને મહાન બનાવવા માટે કરવામાં આવે છે. એ માની શકાય તેવી વાત છે કે ઉપવાસ કરવાથી શરીર ઘટે છે, શરીરનું બળ ઘટે છે, અને શારીરિક દુર્બળતાને લીધે ઇન્દ્રિયો થોડાઘણા અંશે પોતપોતાના વિષયોમાં અધિક લિપ્ત નથી થતી; પરંતુ વ્રતનો અર્થ એવો કદી નથી કે ભૂખ લાગી હોય છતાંય એટલા માટે ભોજન ન કરવું કે – **'એકાદસ્યામન્ને પાપાનિ વસન્તિ'** અર્થાત્ સંસારમાં જેટલાં પાપ છે, તે બધાં અગિયારસના દિવસે અન્નમાં વસે છે; મંગળવારે ભોજન કરવાથી હનુમાનજી અપ્રસન્ન થઈ જશે; આ જ રીતે બુધ, ગુરુ, શુક્ર અને શનિ વગેરેના દિવસે પણ ભોજન કરવાથી બુધ આદિ દેવતાઓ અપ્રસન્ન થઈ જશે. હવે વિચાર કરો કે જો આવું માનવા રહીએ તો આપણે એકેય દિવસ ભોજન ન કરી શકીએ. ભૂખ્યા રહીને મહાન કષ્ટ ભોગવવાનો વારો આવે. ઘરમાં અન્ન વગેરે ખાદ્ય પદાર્થો હાજર હોવા છતાં ભૂખ્યા મરવું એ વ્રત નહિ, બલ્કે પાપ છે. નવયુવકો તથા નવયુવતીઓએ તો ક્યારેય ઉપવાસ ન કરવા જોઈએ. આ વિશે મહર્ષિ દયાનંદે 'સત્યાર્થપ્રકાશ'ના અગિયારમા સમુલ્લાસમાં લખ્યું છે –

**'ગર્ભવતી મહિલાઓએ, નવવિવાહિત સ્ત્રીઓએ, બાળકોએ તથા યુવકોએ તો કદી પણ ઉપવાસ કરવો નહિ. અને જો ઉપવાસ કોઈએ કરવો પણ હોય તો જે દિવસે અજીર્ણ હોય, અથવા ભૂખ ન લાગી હોય, તે દિવસે સરબત કે દૂધ પીને રહેવું. જે ભૂખ લાગી હોવા છતાં ખાતો નથી, અથવા જે ભૂખ લાગી ન હોય છતાં ખાય છે, તે બંને રોગસાગરમાં ગોથાં ખાય છે.'**

આથી તમે મિથ્યા વ્રતો છોડી દઈ સાચાં વ્રતો ધારણ કરો. બીડી, સિગારેટ, દારૂ, માંસ, જુગાર, પાનાં, ચોપાટ, શેતરંજ વગેરે દુર્વ્યસનો છોડી નિર્વ્યસની અને સદાચારી બનવાનું વ્રત લો. અસત્યને છોડી સત્યને ધારણ કરવાનું વ્રત લો. દેશની સેવા કરવાનું વ્રત લો. પરોપકાર કરવાનું વ્રત લો. બ્રહ્મચર્ય–પાલન, કર્તવ્ય–પાલન, વિદ્યાભ્યાસ, વેદાધ્યયન, સદાચાર તથા બીજાને મદદ કરવા જેવાં

વ્રત લો. સૂર્યોદય પહેલાં ઊઠી જવાનું વ્રત લો. સવારમાં ઊઠી માતા–પિતાના ચરણસ્પર્શ કરવાનું વ્રત લો. સંધ્યા–ઉપાસના અને સ્વાધ્યાય કરવાનું વ્રત લો. જો તમે તમારા જીવનમાં આવાં બે–ચાર સાચાં વ્રતોને ધારણ કરશો તો તમારું જીવન જરૂર ધન્ય બની જશે. આવાં સત્ય વ્રતોને જીવનમાં ઉતારી તેની અદ્‌ભુત અસરનો અનુભવ કરો.

# ૪૪. ગૌપાલન

**पुष्ट्यै गोपालम् ।** – યજુ. ૩૦.૧૧

(पुष्ट्यै) શક્તિવર્ધન માટે (गोपालम्) ગૌપાલક બનો.

વેદની આ સૂક્તિમાં એક ખૂબ જ સુંદર ઉપદેશ આપવામાં આવ્યો છે : ‘શક્તિવર્ધન માટે ગૌપાલક બનો.’

ભારતવર્ષ એક એવું સ્થાન છે, જ્યાં ગાયને સર્વશ્રેષ્ઠ ઐશ્વર્ય માનવામાં આવે છે. પ્રભુએ દૂધ આદિ તમામ ઉત્તમ પદાર્થો ગાયોમાં સંગ્રહ કર્યા છે. તાત્પર્ય એ છે કે ગાયો દ્વારા આપણને દૂધ, દહીં, ઘી જેવા સ્વાદિષ્ટ પદાર્થો તો મળે જ છે, પરંતુ એ ઉપરાંત તેનાં છાણ તથા મૂત્ર પણ જમીનને એવી તાકાત આપે છે કે તેમાં સમસ્ત સંસારને ભોજન મળી રહે એટલું ખાદ્યાન્ન તથા શાકભાજી વગેરે ઉત્પન્ન થાય છે, જેથી વિશ્વ સુખ અને શાંતિ પામે છે. જો તમે શક્તિ, સંતોષ, શાંતિ, ઐશ્વર્ય અને દીર્ઘાયુષ્ય મેળવવા ઈચ્છતા હો તો ગૌપાલક બનો. ગાયનાં દૂધ અને ઘીના સેવનથી તમારો શારીરિક, માનસિક, આત્મિક અને બૌદ્ધિક – તમામ પ્રકારનો વિકાસ થશે.

જે સમયે ભારતવર્ષમાં ગાયોનું બરાબર પાલન થતું હતું, તે સમયે ઘી–દૂધની કમી નહોતી. ઘી–દૂધને આયુષ્ય, બળ તથા શક્તિ આપનારા પદાર્થો સમજી તેનું ખૂબ જ સેવન કરવામાં આવતું હતું. એ સમયે ભારતવાસીઓનાં શરીર પોલાદ જેવા દૃઢ હતાં, ભુજાઓમાં બળ અને શક્તિ હતાં, હૃદય શુદ્ધ અને સાત્ત્વિક હતાં, લોકો નિરોગી, હૃષ્ટપુષ્ટ તથા પરિશ્રમી હતા. એ પણ ગૌદૂધના સેવનનો જ પ્રતાપ હતો કે ભીમ હાથીઓની સેનાઓને પણ પોતાની ગદાના પ્રહારથી ચીરતો નીકળી જતો હતો. દૂધ–ઘી વગેરેનું યોગ્ય સેવન કરવાથી જ ભીષ્મ પિતામહ પાંડવોની સાત અક્ષૌહિણી સેનાને એક જ મહિનામાં નષ્ટ કરી મૂકવાનું સાહસ ધરાવતા હતા. આ જ સાત અક્ષૌહિણી સેનાને અશ્વત્થામા દસ

દિવસમાં અને કર્ણ ફક્ત પાંચ જ દિવસમાં જ નષ્ટ કરી મૂકવાની તાકાત ધરાવતા હતા. આવા આવા મહાન બળવાન યોદ્ધાઓને અગિયાર અક્ષૌહિણી સેનાઓ સહિત ખતમ કરી નાખનાર ભીમ, અર્જુન અને યોગીરાજ શ્રીકૃષ્ણની શક્તિ કેટલી પ્રચંડ હશે, તેનું અનુમાન સહજે થઈ એમ છે.

ગાય સમૃદ્ધિની જનની છે. ગાયનાં દૂધ–ઘીના સેવનથી જ આર્યોએ વેદોને કંઠસ્થ કરી સમસ્ત સંસારમાં વૈદિક આધ્યાત્મિકતાનો પ્રચાર કર્યો હતો. ઋષિમુનિઓએ દૂધનો શુદ્ધ આહાર કરીને જ સંસારને એટલું ઉચ્ચ દાર્શનિક જ્ઞાન આપી શક્યા હતા કે જેને જાણીને સંસારના લોકોની બુદ્ધિ આશ્ચર્યચકિત થઈ જાય છે. યોગીરાજ શ્રીકૃષ્ણે ગાયના અમૃતનું પાન કરીને જ ગીતાનો સંદેશ આપ્યો હતો.

ગૌપાલનના અભાવમાં આજની સ્થિતિ તો કંઈક આવી છે –

**ઘૃતં ન શ્રૂયતે કર્ણૌ દધિ સ્વપ્નેઽપિ ન દૃશ્યતે,**
**દુગ્ધસ્ય તર્હિ કા વાર્તા તક્રં શક્રસ્ય દુર્લભમ્.**

અર્થાત્ 'ઘી' શબ્દ કાને સંભળાતો નથી, દહીં સ્વપ્ને પણ દેખાતું નથી, દૂધની તો પછી વાત જ શી કરવી ! છાશ તો ઈન્દ્રને માટે પણ દુર્લભ છે !

આવી સ્થિતિને દૂર કરવા માટે આપણે ગૌપાલક બનીએ. ગૌપાલનથી જ શ્વેત ક્રાંતિ સંભવ છે.

વહાલા નવયુવકો ! તમે પણ બળ–પ્રાપ્તિ માટે ગૌપાલક બનો. હંમેશાં ગાયનાં ઘી–દૂધનું સેવન કરો.

## ૪૫. સત્ય ભાષણ

**अहमनृतात्सत्यमुपैमि ।** – યજુ. ૧.૫

(अहम्) હું (अनृतात्) જૂઠથી દૂર હઠી, અસત્યનો ત્યાગ કરી (सत्यम्) સત્યને (उप एमि) પ્રાપ્ત થાઉં છું.

સંસારમાં સત્યની ખૂબ જ પ્રતિષ્ઠા અને મહિમા છે. સત્ય બહુ જ મોટું બળ અને તાકાત છે. સંસારમાં મનુષ્ય માટે 'સત્યવાદી' બનવાથી વધારે મોટી કીર્તિ બીજી કોઈ નથી.

સત્યનો અર્થ છે : **'જે પદાર્થ જેવો છે, તેને તેવો જ જાણવો, તેવો જ માનવો અને તેવો જ પ્રકટ કરવો.'**

આપણાં શાસ્ત્રોમાં સત્યને તપ તથા ધર્મ કહેવામાં આવ્યું છે. જે મનુષ્યમાં સત્ય નથી, તેનું મનુષ્યત્વ જ નષ્ટ થઈ જાય છે. જૂઠું બોલનાર માણસના મુખમંડળ પર તેજ જોવા મળતું નથી. જે માણસ સત્ય નથી બોલતો, તેનો કોઈ વિશ્વાસ કરતું નથી, તેના મિત્રો પણ તેનો સાથ છોડી દેતા હોય છે. માટે હંમેશાં સત્ય જ બોલવાનું વ્રત લો. સત્ય જરૂર બોલો, પરંતુ સાથે સાથે એટલું ધ્યાન રાખો કે તમારું સત્ય કડવું ન હોય. તમે સત્ય બોલો, પણ બીજાના હૃદયને આઘાત પહોંચાડે તેવું ન બોલો. તમે સત્ય બોલો, પરંતુ તે કલ્યાણકારી અને પ્રિય પણ હોવું જોઈએ. મહર્ષિ મનુના શબ્દોમાં –

**સત્યં બ્રૂયાત્પ્રિયં બ્રૂયાન્ન બ્રૂયાત્ સત્યમપ્રિયમ્.**

અર્થાત્ 'સત્ય બોલો, પ્રિય સત્ય બોલો, અને એવું સત્ય ન બોલો કે જે અપ્રિય હોય.'

**'સત્યમેવ જયતે નાનૃતમ્'** અર્થાત્ 'સત્યનો જ જય થાય છે, અસત્યનો નહિ.' સત્ય બોલવાથી મનુષ્ય સંસારનાં મહાપાપોમાંથી બચી શ્રેષ્ઠ માર્ગે આગળ વધી શકે છે.

એક નવયુવક હતો. જુગાર રમવો, ચોરી કરવી, દારૂ પીવો આવી બધી જ બૂરાઈઓ તેના જીવનમાં હતી. એક મહાત્માના સત્સંગથી પ્રભાવિત થઈ તેણે સત્ય બોલવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. એકવાર તે જુગાર રમવા જતો હતો ત્યાં રસ્તામાં તેનો એક મિત્ર મળ્યો. મિત્રે પૂછ્યું : 'ક્યાં જાય છે ?' પેલો પ્રતિજ્ઞાબદ્ધ હોવાથી ખોટું બોલી શકતો ન હતો અને પોતાના મિત્રની આગળ સાચી વાત પણ કહી શકતો નહોતો. આથી તે પોતાના ઘરે પાછો ફર્યો. આમ કરતાં કરતાં એક એક કરી તેનાં બધાં જ વ્યસન છૂટી ગયાં.

સત્યમાં મહાન શક્તિ છે. એનો મહિમા પણ મહાન છે. સત્ય સૌથી મોટો ધર્મ છે; એ સ્વર્ગની સીડી છે. સત્ય જ તપસ્યા અને યોગ છે. સત્ય જ સૌથી શ્રેષ્ઠ યજ્ઞ છે. મહાભારતમાં તો ત્યાં સુધી કહ્યું છે –

**નાસ્તિ સત્યાત્ પરો ધર્મો નાનૃતાત્ પાતકં પરમ્.**

અર્થાત્ 'સત્યથી મોટો કોઈ ધર્મ નથી અને જૂઠથી મોટું કોઈ પાપ નથી.'

માટે અસત્યને છોડીને સત્યને ગ્રહણ કરો. પરમપિતા પરમાત્મા આપણાં સૌનાં હૃદયમાં સત્યના એવા અંકુરો ઉત્પન્ન કરે કે જેથી આપણે પણ રાજા હરિશ્ચંદ્ર અને મહર્ષિ દયાનંદ જેવા સત્યવાદી બની શકીએ.

# ૪૬. ચોરી–ત્યાગ

**न स्तेयमद्मि।** – અથર્વ. ૧૪.૧.૫૭

હું (स्तेयम्) ચોરી કરીને (न) નથી (अद्मि) ખાતો.

આ સૂક્તિ ચોરી ન કરવાનો દિવ્ય સંદેશ આપે છે. ચોરી કરવી એ મનુષ્યનો ધર્મ નથી. ચોરીનો અર્થ છે : મન, વચન અને કર્મથી બીજા કોઈની વસ્તુ છળ–કપટથી છીનવી લેવી, અથવા લૂંટવાની ઈચ્છા કરવી, બીજાનાં ધન વગેરે હડપ કરી લેવાં. શિષ્ટ–મર્યાદા અનુસાર માલિકની આજ્ઞા વગર તેની કોઈ વસ્તુ લઈ લેવી તે પણ ચોરી જ ગણાય.

સાંખ્ય અને લિખિત બંને ભાઈ હતા. એકવાર લિખિત મોટા ભાઈ સાંખ્યને મળવા ગયા. જ્યારે તેઓ સાંખ્યના આશ્રમે પહોંચ્યા તો મોટા ભાઈ ત્યાં નહોતા. લિખિત ચાલતાં ચાલતાં આવ્યા હોવાથી ખૂબ જ થાકી ગયા હતા અને તેમને ભૂખ પણ સતાવી રહી હતી. આથી તેમણે આશ્રમના બગીચામાંથી થોડાંક ફળો તોડયાં અને ખાધાં. થોડીવારમાં મોટા ભાઈ સાંખ્ય પણ આવ્યા. વાર્તાલાપ દરમિયાન નાના ભાઈએ આશ્રમના બગીચાનાં ફળના વખાણ કર્યા. આથી સાંખ્યએ પૂછ્યું : 'તને શી રીતે ખબર પડી કે આશ્રમના બગીચાનાં ફળ મીઠાં છે ?' લિખિતે કહયું : 'મને ભૂખ લાગી હતી, એટલે મેં થોડાંક ફળ તોડીને ખાધાં હતાં.' આ સાંભળીને મોટા ભાઈએ કહ્યું : 'લિખિત ! તેં ચોરી કરી છે, માટે તારે રાજા પાસે જઈ આ ગુના બદલ સજા માંગવી જોઈએ.' લિખિત રાજા પાસે ગયો અને પોતાના અપરાધ બદલ દંડ માંગ્યો. પ્રાચીન મર્યાદા અનુસાર રાજાએ તેના હાથ કપાવી નાખ્યા. આ કથાનક પરથી તમે સમજી ગયા હશો કે ચોરી શું છે.

જે માણસ ચોરી કરે છે, તે હંમેશાં ડર અને સંશયમાં જ રહે છે. જ્યારે માણસ ચોરી કરતો પકડાઈ જાય છે, ત્યારે તેને શરમાવાનો વારો આવે છે. પોલીસ દ્વારા પકડાઈ જાય તો સજા કે દંડ પણ ભોગવવો પડે છે. ચોરી કરનાર માણસ ક્યારેય સાચી સમૃદ્ધિનો માલિક બની શકતો નથી; કારણ કે અંતે તો '

ચોરી કા માલ મોરી મેં' જ થતું હોય છે.

ચોરીના પણ અનેક પ્રકાર છે; જેમ કે, સાહિત્યની ચોરી, વાણીની ચોરી, ધનની ચોરી, વસ્તુની ચોરી, વિચારની ચોરી, વગેરે. તમામ પ્રકારની ચોરીઓ નિંદાપાત્ર છે. માટે ચોરીથી હંમેશાં દૂર રહેવું જોઈએ. અસ્તેયનું અર્થાત્ ચોરી–ત્યાગનું પાલન કરવાથી પ્રાપ્ત થતાં ફળ વિશે મહર્ષિ પતંજલિએ લખ્યું છે :

**અસ્તેયપ્રતિષ્ઠાયાં સર્વરત્નોપસ્થાનમ્.**– યોગદર્શન ૨.૩૭

અર્થાત્ 'ચોરી ન કરવાની એટલે કે અસ્તેયની સ્થિતિ દૃઢ અથવા પરિપક્વ થવાથી સર્વ રત્નોની અર્થાત્ સુખનાં સાધનોની પ્રાપ્તિ થાય છે.'

જો તમે ચોરી ન કરવાનો દૃઢ સંકલ્પ કરશો, અને યથાયોગ્ય પુરુષાર્થ કરશો, તો તમને પણ ધન–ધાન્ય, વૈભવ, ગાય, ઘોડા વગેરે સંસારના તમામ પદાર્થો જરૂરિયાત અનુસાર જરૂર પ્રાપ્ત થશે. જો તમે કલ્યાણની ઈચ્છા કરતા હો, તો ઘોર મુશ્કેલી કે સંકટ આવી પડે તોપણ ચોરી ન કરશો; કારણ કે ચોરી જેવું બીજું કોઈ ખરાબ કામ નથી.

# ૪૭. જુગાર નિષેધ

**अक्षैर्मा दीव्यः।** – ઋ. ૧૦.૩૪.૧૩

(अक्षैः) પાસાંથી – જુગાર (मा) ન (दीव्यः) રમીશ.

આ નાનકડી સૂક્તિમાં એક દિવ્ય સંદેશ આપવામાં આવ્યો છે કે, જુગાર ન રમશો. જુગારથી હંમેશાં ડરનારાં – દૂર રહેનારાં ભારતવાસીઓમાં પણ આજકાલ આ કુપ્રથા પ્રવેશ કરી ગઈ છે. ખાસ કરીને દિવાળી જેવા તહેવારો પર ખૂબ જ જુગાર રમવામાં આવે છે. પરંતુ આપણે ભૂલવું જ જોઈએ કે જુગાર શાસ્ત્ર–વિરુદ્ધ, લડાઈ–ઝઘડા ઉત્પન્ન કરનાર, ફૂટફાટ ઊભી કરનાર અતિ નિંદાપાત્ર પાપકર્મ છે. આથી કોઈ પણ સમજદાર માણસ જુગારમાં પ્રવૃત્ત થતો નથી.

જુગાર રમવાને કારણે જ નળ રાજાનું રાજપાટ ગયું અને તેમને અનેક વર્ષો સુધી જંગલમાં જ્યાં–ત્યાં ભટકવું પડ્યું અને મહાન સંકટ ભોગવવાં પડ્યાં. જુગારને કારણે જ ધર્મરાજ યુધિષ્ઠિરને પણ પોતાના ભાઈઓ સહિત દુર્યોધનના દાસ બનવું પડ્યું. એટલું જ નહિ, બલ્કે જે અખૂટ સંપત્તિ,

વિભૂતિ, ખજાના અને રત્ન–ભંડારો વિશ્વના બીજા રાજાઓએ લાખો વર્ષોમાં ભેગાં કરી તેમને રાજસૂય યજ્ઞમાં પ્રેમથી ભેટ કર્યાં હતાં, એ બધું જ થોડી જ ક્ષણોમાં દુર્યોધનને હવાલે થઈ ગયું. ધર્મરાજ યુધિષ્ઠિર જે ખજાનાઓને સદીઓ સુધી ન ખૂટે એવાં અને અનેક વર્ષોમાંય ન સળગે એવા માનતા હતા, તે તેમણે પોતાના હાથે જ જુગારની પ્રચંડ જ્વાળામાં થોડી જ ક્ષણોમાં ભસ્મ કરી નાખ્યા. જુગારનું પરિણામ આવું ભયંકર વિનાશકારી હોય છે.

માટે જો કલ્યાણ ઇચ્છતા હો તો કોઈ પણ પ્રકારનો જુગાર ન રમશો. લખોટી રમવી, પત્તે રમવું કે કોઈ પણ રમતના બહાને પોતાના મિત્રો સાથે લેણદેણ ધરાવતી શરત લગાડવી વગેરે પણ એક પ્રકારનો જુગાર જ છે, માટે તેનો ત્યાગ કરશો.

લોટરી પણ જુગાર જ છે. લોટરીની ટિકિટ ન ખરીદશો. એ પણ ખરાબ જ છે. 'કદાચ આ વખતે મારો નંબર લાગી જાય' – એમ વિચારી માણસ ટિકિટ ખરીદતો જ રહે છે અને પોતાના ધનનો બગાડ કરે છે. લોટરીથી ધન તો મળતું નથી, પરંતુ પોતાનું હોય તે ધન પણ જરૂર નષ્ટ થઈ જાય છે અને અંતે પસ્તાવું પડે છે.

વેદો તથા સ્મૃતિઓમાં જુગારની ખૂબ જ નિંદા કરવામાં આવી છે. મહર્ષિ મનુ કહે છે : 'જુગાર રમનારાઓ તો રાજાનો – રાજ્યનો પણ નાશ કરનારા છે; માટે તેવા જુગારિયાઓને રાજ્યની બહાર હાંકી કાઢવા જોઈએ.' તેમણે તો મનુસ્મૃતિમાં ત્યાં સુધી કહ્યું છે કે –

**તસ્માત્ દ્યૂતં ન સેવેત હાસ્યાર્થમપિ બુદ્ધિમાન્.**

અર્થાત્ 'બુદ્ધિમાનોએ વિનોદ કે ગમ્મત ખાતર પણ જુગાર ન રમવો.'

એક કવિએ પણ ખૂબ જ સુંદર લખ્યું છે –

**લકડી કા જુઆ અવલોકત હી, ચિત્ત મેં નિત બૈલ ડરાયા કરે.**
**જિસકે સિર છોટા–સા કીડા પડે, વહ ભી નિત હી ખુજલાયા કરે.**
**દુઃખદાયક ઐસા હૈ નામ જુઆ, પરમેશ્વર યા સોં બચાયા કરે.**
**બુદ્ધિ હૈ જિસે વહ સોચે સહી, નહીં ખેલ કે ધર્મ ગંવાયા કરે.**

માટે તમે પ્રતિજ્ઞા કરો – સંકલ્પ કરો કે, 'અમે ક્યારેય જુગાર નહિ રમીએ.'

# ૪૮. પુરુષાર્થ કરો

**उत्क्राम महते सौभगाय।** – યજુ. ૧૧.૨૧

(महते) મહાન (सौभगाय) સૌભાગ્ય માટે (उत् क्राम) જોર લગાવો – પુરુષાર્થ કરો.

વેદની આ સૂક્તિમાં સંસારના મનુષ્યો માટે એક કલ્યાણકારી સંદેશ છે. એ મુજબ આચરણ કરવાથી મનુષ્ય જરૂર સૌભાગ્ય પામે છે.

નવયુવકો ! તમે પોતે જ તમારા ભાગ્યના નિર્માતા અને વિધાતા છો. તમે સંસારમાં ઉથલપાથલ મચાવી શકો છો. ભાગ્યને બદલી નાખવાની તમારામાં પૂરી તાકાત છે. બસ, આવશ્યકતા છે – પુરુષાર્થની. માટે પુરુષાર્થ કરો. પુરુષાર્થ દ્વારા તમે ધન–ધાન્ય, વૈભવ, ઐશ્વર્ય બધું જ પ્રાપ્ત કરી શકો છો. પોતાના ભાગ્યને તમે જ તમારા પુરુષાર્થથી વશમાં કરી શકો છો. પુરુષાર્થથી જ તમે મૃત્યુ ઉપર વિજય મેળવી મોક્ષના અધિકારી બની શકો છો.

ઊઘડતા યૌવનના વિચારોમાં મગ્ન એવો એક બ્રાહ્મણકુમાર એક ભવ્ય મહેલની પાસેથી પસાર થઈ રહ્યો હતો. એકાએક એક વેદનાભર્યો અવાજ તેના કાને સંભળાયો અને એ તેના હૃદય સોંસરો નીકળી ગયો. તેણે ઉપર દૃષ્ટિ કરી. જોયું તો શોકમાં ડૂબેલી એક રાજકુમારી વિચારપૂર્વક નિમ્ન અડધો શ્લોક ઉચ્ચારી રહી હતી –

**કિં કરોમિ ? ક્વ ગચ્છામિ ? કો વેદાનુદ્ધરિષ્યતિ ?**

અર્થાત્ 'હું શું કરું ? ક્યાં જાઉં ? આ ઘોર નાસ્તિકતાના યુગમાં વેદોનો ઉદ્ધાર કોણ કરશે ?'

રાજકુમારીની આ હૃદય–વિદારક વાણી સાંભળીને બ્રાહ્મણકુમાર ઉક્ત શ્લોકને પૂરો કરતાં બોલ્યો –

**મા વિભૈષી વરારોહે ! ભટ્ટાચાર્યોઽસ્તિ ભૂતલે.**

અર્થાત્ 'દેવી ! ચિંતા ન કર. વેદોનો ઉદ્ધાર કરવાવાળો ભટ્ટાચાર્ય ધરતી ઉપર હયાત છે.' આ બ્રાહ્મણકુમારનું નામ હતું – કુમારિલ ભટ્ટ. તેમણે પોતાના પુરુષાર્થથી વેદોનો ઉદ્ધાર કર્યો – વૈદિક પરંપરાનો પ્રચાર કર્યો.

પરિશ્રમથી બધું જ સંભવ છે. એક કવિએ સુંદર કહ્યું છે –

**ઉદ્યોગિનં પુરુષસિંહમુપૈતિ લક્ષ્મીઃ.**

અર્થાત્ 'પુરુષાર્થથી મનુષ્ય લક્ષ્મી – સૌભાગ્ય પ્રાપ્ત કરે છે.'

પરિશ્રમ, સાહસ, ધીરજ, બુદ્ધિ, શક્તિ અને પરાક્રમ – આ બધા એવા ગુણ છે, જે મનુષ્યના ભાગ્યને ચમકાવી દે છે. પુરુષાર્થમાં ખૂબ જ શક્તિ છે. એમ પણ કરી શકાય કે, પુરુષાર્થ સિંહ છે અને ભાગ્ય શિયાળ છે. પુરુષાર્થની સામે ભાગ્ય ઊભું રહી શકતું નથી. માટે કમર કસીને સિંહની જેમ ઊભા થઈ જાઓ અને પુરુષાર્થ કરો.

પ્રભુ કરે કે તમે તમારા પુરુષાર્થથી ભારતના નભોમંડળમાં ગૌતમ, કપિલ, કણાદ, દયાનંદ, સુભાષ અને ગાંધીની જેમ ચમકો !

# ૪૯. દાંતનું જતન

**अशोणा दन्ताः ।** – અથર્વ. ૧૯.૬૦.૧

(दन्ताः) દાંત (अशोणाः) નિર્મળ – ચોખ્ખા હોય.

દાંત મુખમંડળને સૌંદર્ય આપે છે. સુંદર દાંતોમાં જાદુ અને મનમોહકતા હોય છે. પરંતુ પરમાત્માએ દાંત માત્ર સુંદરતા માટે જ નથી બનાવ્યા. પરમાત્માએ આપણને ભોજન ચાવવા માટે દાંત આપ્યા છે. આથી તેને સ્વચ્છ અને સ્વસ્થ રાખવાની ખૂબ જ જરૂર છે.

સ્વાસ્થ્ય અને દાંત વચ્ચે ઘનિષ્ઠ સંબંધ છે. જો દાંત નબળાં પડે અથવા તેમાં કોઈ ખરાબી આવે તો શરીરમાં બીજા અનેક રોગ ઉત્પન્ન થાય છે. જો દાંત નબળા હોય તો તેનાથી ખોરાક બરાબર ચાવી શકાતો નથી, અને ભોજન બરાબર ચાવી ન શકવાથી જઠર ઉપર બધારાનો ભાર આવી પડે છે. જો દાંતોમાં મેલ ભરાયેલ હશે તો એ મેલ ખોરાક સાથે ભળીને પેટમાં જશે અને ત્યાં પહોંચીને સ્વાસ્થ્ય બગાડશે અને અનેક રોગો ઉત્પન્ન કરશે. આથી તંદુરસ્તીની જાળવણી માટે દાંતના આરોગ્ય ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ; કારણ કે – Good teeth good health અર્થાત્ 'નિર્મળ દાંત આપે સુંદર સ્વાસ્થ્ય.'

દાંતોની માવજત ન કરવાથી ઊબકા આવવા, પેટમાં દુખવું, માથું દુખવું, નબળાઈ આવવી, વગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. ક્યારેક શ્વાસ, કોઢ, ક્ષય વગેરે રોગો પણ દાંતોની સુરક્ષા ન કરવાને લીધે ઉત્પન્ન થતા હોય છે. એ ઉપરાંત નબળા કે રોગી દાંતને લીધે ઘણીવાર યુવાવસ્થામાં કામ કરવાનો ઉત્સાહ મંદ પડતો જાય છે અને આળસ વધતી જાય છે.

આજકાલ દાંત પ્રત્યે એટલી બધી બેદરકારી રાખવામાં આવે છે કે થોડોક દુખાવો થતાં જ લોકો તરત જ પોતાનો દાંત કે દાઢ કઢાવી નાખે છે. પરંતુ આ ભયંકર ભૂલ છે. દાંત કઢાવતાં પહેલાં દાંતના સારા ડોક્ટરને કે વૈદ્યને જરૂર બતાવવું જોઈએ, અને જો તેઓ સૂચવે તો જ પોતાનો દાંત કે દાઢ કઢાવવો જોઈએ. જો સારવાર કરાવવા છતાં પણ એને ટકાવી શકાય તેમ ન હોય તો જ તેને કાઢવાનો નિર્ણય કરવો જોઈએ.

દાંત સ્વસ્થ રાખવા માટે દરરોજ સવારમાં ઊઠી શૌચાદિથી નિવૃત્ત થઈ દાંત સાફ કરવા જોઈએ. દાંત સાફ કરવા માટે દાતણનો પ્રયોગ કરો અથવા કોઈ ઉત્તમ દંતમંજનનો. દાતણ કરવાતી મોંની દુર્ગંધ અને દાંતનો મેલ દૂર થઈ જાય છે અને દાંત મોતી જેવા ચમકવા લાગે છે. જે લોકો મંજન વાપરે છે, તેઓ બ્રશનો ઉપયોગ ન કરે; કારણ કે બ્રશ વાપરવાથી પેઢાં નબળાં પડી જવાની શક્યતા રહે છે. મંજન હંમેશાં આંગળીથી જ કરો, પરંતુ તર્જની આંગળીને બદલે વચ્ચેની આંગળીથી કરો.

દાંતના જતન માટે ખાસ કાળજી લો, કારણ કે દાંત સારા હોય તો જ ભોજનમાં આનંદ આવે છે અને ખાધેલું સાર્થક રહે છે.

**આંખ મેં અંજન દાંત મેં મંજન નિત કર, નિત કર, નિત કર.**
**કાન મેં તિનકા નાક મેં અંગુલી મત કર, મત કર, મત કર.**

# ૫૦. અલોભ

**मा गृधः।** – યજુ. ૪૦.૧

(गृधः) લોભ – લાલચ (मा) ન કર.

વેદની આ સૂક્તિમાં એક દિવ્ય સંદેશ છે : લોભ – લાલચ ન કરો. લોભ

એટલે વગર મહેનતે બીજાનું ધન પ્રાપ્ત કરવાની ઈચ્છા. લાલચ બૂરી બલા છે. એ અનેક પાપોનું મૂળ છે અને તમામ બૂરાઈઓની માતા છે. લોભ દ્વારા જ સઘળાં પાપ પેદા થાય છે. એક સંસ્કૃત કવિએ સુંદર કહ્યું છે –

**માતરં પિતરં પુત્રં ભ્રાતરં વા સુહૃત્તમમ્,**
**લોભવિષ્ટો નરો હન્તિ સ્વામિનં વા સહોદરમ્.**

અર્થાત્ 'લોભી વ્યક્તિ પોતાની માતા, પિતા, ભાઈ, મિત્ર તથા માલિકને પણ મારી નાખે છે.'

લગભગ ચાળીસેક વર્ષ પહેલાં દિલ્હીમાં બનેલી ઘટના છે. એક માણસ પોતાના ગામથી ૧૬૦૦ રૂપિયા લઈને કંઈક સામાન ખરીદવા દિલ્હી આવ્યો. દિલ્હીમાં તે પોતાની એક બહેનના ઘરે રોકાયો અને તેણે એ રૂપિયા પોતાની બહેનને આપી દીધા કે કાલે જરૂર પડશે ત્યારે પાછા લઈ લઈશ. પરંતુ બન્યું એવું કે બહેનના મનમાં લોભ જાગ્યો, અને તેણે પોતાના પાડોશમાં રહેતા એક શીખને ત્યાંથી છરી લાવી રાતે પોતાના ભાઈને મારી નાખ્યો !

લાલચથી વશીભૂત થયેલો માણસ અત્યંત ઘૃણિત કાર્યો કરી નાખે છે. લોભમાં પડીને જ નરપિશાચ જગન્નાથ રસોઈયાએ મહર્ષિ દયાનંદ જેવા મહામાનવને જોધપુરમાં હળાહળ ઝેર આપી દીધું હતું. લોભને કારણે જ યોગીરાજ ભર્તૃહરિએ એકવાર રસ્તામાં પડેલા થૂંકમાં પોતાનો હાથ નાખી દીધો હતો. ચાંદની રાત હતી અને ભર્તૃહરિ રસ્તે ચાલ્યા જતા હતા. એવામાં તેમની નજર રસ્તામાં પડેલી એક ચમકદાર વસ્તુ ઉપર પડી. એમને થયું કે હીરો લાગે છે, લાવ ઉઠાવી લઉં. પરંતુ વિચાર આવ્યો કે, મેં જ્યારે રાજપાટ છોડી દીધું છે તો પછી મારે આ હીરાને શું કરવો છે ? આમ વિચાર કરી થોડું આગળ ચાલ્યા તો ફરી વિચાર આવ્યો કે અહીં તો જંગલ છે, ક્યારેક સંકટનો સમય આવે તો આ હીરો કામ પણ લાગે. આમ વિચાર કરી તેઓ પાછા વળ્યા અને હીરો ઉઠાવવા હાથ નીચે કર્યો તો હાથ થૂંકમાં પડ્યો. હકીકતમાં પાન ખાઈને કોઈ ત્યાં થૂંક્યું હતું અને ચાંદાના પ્રકાશમાં એ હીરા જેવું ચમકતું હતું !

કોઈએ સુંદર કહ્યું છે –

**લાલચ ઈજ્જત ખોતા હૈ, નહીં ઈજ્જત લાલચ–મારે કી,**
**યહ લોભ ચમક ખો દેતા હૈ, હર એક ચમકતે તારે કી.**

લોભમાં ફસાયેલ હોવાથી જ દુર્યોધને પાંડવોને લાક્ષાગૃહમાં બાળી મૂકવાનો પ્રયત્ન કર્યો, ભીમને ઝેર આપ્યું, યુધિષ્ઠિરને જુગાર રમવા કહ્યું અને લોભને લીધે જ મહાભારતનું યુદ્ધ કરાવ્યું કે જેના આઘાતને લીધે ભારતવર્ષ હજુ સુધી બેઠો નથી થઈ શક્યો.

ભોગ્ય પદાર્થો ક્યારેય કોઈની સાથે ગયા નથી અને જશે પણ નહિ. શું ધન કોઈની સાથે જાય છે ? એ તો અહીં જ રહી જાય છે. માટે લોભ ન કરવો જોઈએ.

# ૫૧. કર્મ કરો

## सखायः मिच्छत। – ઋ. ૮.૭૦.૧૩

(सखायः) મિત્રો ! (क्रतुम्) કર્મની, કર્મ કરવાની (इच्छत) ઇચ્છા કરો.

જો તમે જીવનમાં ઉન્નત થવા માંગતા હો, દીર્ઘાયુ અને યશ પ્રાપ્ત કરવા માંગતા હો, તો કર્મશીલ બનો. સો વર્ષ સુધી અર્થાત્ આજીવન કર્મઠ બનીને જીવવાની ઇચ્છા કરો. ઉન્નતિનો આ જ માર્ગ છે, બીજો કોઈ માર્ગ નથી.

કર્મ બે પ્રકારનાં છે : શુભ અને અશુભ. તમે હંમેશાં શુભ કર્મ કરો, વૈદિક કર્મ કરો; અશુભ અથવા અવૈદિક કર્મ કદી ન કરશો. જે કર્મ કરવામાં તમને ભય, શંકા અને શરમની અનુભૂતિ થાય એ અશુભ કર્મ છે; એવાં કર્મ ન કરવાં. અશુભ કર્મોથી મનુષ્યનું પતન થાય છે, અવનતિ થાય છે. અશુભ કર્મોનો પ્રભાવ આપણા શરીર પર પણ પડે છે અને પછી આપણું મન અને આત્મા પણ અપવિત્ર થઈ જાય છે. માટે હંમેશાં શુભ કાર્ય જ કરો. શુભ કર્મો કરવાથી જીવન સુખી અને શાંત બને છે, ચિત્ત શુદ્ધ થાય છે, અને આત્મામાં જ્ઞાનનો ઉદય થાય છે. માટે યજુર્વેદની શરૂઆતમાં જ શ્રેષ્ઠ કર્મ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે.

શુભ કાર્ય કરવું એ જ શ્રેષ્ઠ પૂજા છે. કર્મ કરવા માટે જ આપણને માનવજીવન મળ્યું છે. કર્મ – પ્રયત્ન કરતાં રહેવું એ મનુષ્યનો (આત્માનો) સ્વાભાવિક ગુણ છે. તેથી જ મનુષ્ય ક્યાંય અને ક્યારેય બેકાર તો બેસી જ નથી શકતો. મન, વચન અને કર્મથી તે કંઈક ને કંઈક તો કરતો જ રહે છે. ગીતામાં સુંદર કહ્યું છે–

**નહિ કશ્ચિત્ક્ષણપમિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્.**

અર્થાત્ 'મનુષ્ય એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી.'

ઊઠવું–બેસવું, ખાવું–પીવું, સૂવું–જાગવું, આંખો ઉઘાડ–બંધ કરવી વગેરે એવાં કર્મ છે, જે વિવશ થઈને આપણે કરવાં જ પડે છે. સંસારમાં જેટલા મહાપુરુષો થયા છે, તેઓની ઉન્નતિનું રહસ્ય 'નિરંતર કર્મ' જ રહ્યું છે. હા, એ વાત પણ એટલી જ જરૂરી છે કે તમે કર્મોમાં આસક્ત ન થશો, કર્મોમાં લિપ્ત ન થશો. કર્મ કરો જરૂર, પરંતુ તેનાં ફળની ઈચ્છા ન કરો; એ તો ન્યાય–વ્યવસ્થા અનુસાર મળવાનું જ છે.

સૂરજ દરરોજ નિયમિત ઊગે છે અને આથમે છે, પૃથ્વી સૂરજની ચોતરફ નિરંતર ઘૂમી રહી છે, ચંદ્ર પૃથ્વીની ચોતરફ ફરી રહયો છે, પવન હંમેશાં વહી રહયો છે. આવી પ્રાકૃતિક બાબતો પણ આપણને નિરંતર કર્મ કરતાં રહેવાનો ઉત્તમ પાઠ ભણાવે છે. મનુષ્યનું જીવન કર્મ કરવા માટે જ છે. પશ્ચિમના કોઈ વિચારકે પણ કહ્યું છે – 'Motion is life and stagnation is death.' અર્થાત્ 'કર્મ જ જીવન છે અને અકર્મ જ મૃત્યુ છે.'

વેદનો સંદેશ છે –

**કુર્વન્નેવેહ કર્માણિ જિજીવિષેચ્છતં સમાઃ.** – યજુ. ૪૦.૨

અર્થાત્ 'મનુષ્ય આ સંસારમાં સો વર્ષ સુધી કર્મ કરતાં કરતાં જીવવાનો પ્રયત્ન કરે.' માટે, આપણે કર્મ કરતાં રહીને જ વધુ ને વધુ જીવવાની ઈચ્છા કરવી જોઈએ. પ્રભુ આપણને સૌને સાચા કર્મયોગી બનાવે.

## ૫૨. મૃત્યુનું શાસન

**मृत्युरीशे।** – અથર્વ. ૮.૨.૨૩

(मृत्युः) મૃત્યુ (ईशे) સૌની ઉપર શાસન કરે છે.

મૃત્યુ સૌનું શાસક છે. રાજા હોય કે રંક, ધનવાન હોય કે નિર્ધન, વિદ્વાન હોય કે અવિદ્વાન, નાના હોય કે મોટા, બળવાન હોય કે દુર્બળ, કીડી હોય કે હાથી, બે પગવાળાં હોય કે ચાર પગવાળા – મૃત્યુ બધાં જ પ્રાણીઓ ઉપર સવાર છે. બધાં જ પ્રાણીઓ – જીવધારીઓ મૃત્યુના વશમાં છે, અને – **'ક્યા ખબર કિસ**

**વક્ત ચિટ્ઠી આપકી આ જાએગી !'** કારણ કે – **'ક્યા ભરોસા હૈ જિન્દગાની કા ! આદમી બુલબુલા હૈ પાની કા.'**

બળવાનમાં બળવાન વ્યક્તિ પણ મૃત્યુને સામે જોઈને ભયભીત થઈ જાય છે. નેપોલિયન બોનાપાર્ટ પણ મૃત્યુનું નામ સાંભળીને ધ્રૂજી ગયો હતો. મૃત્યુથી બધાં જ ડરે છે. પરંતુ વેદમંત્રના આગળના જ ભાગમાં કહ્યું છે – 'તું ડર મા ! હું તને મૃત્યુથી છોડાવું છું !'

મૃત્યુ ડરામણું નથી, બલ્કે એ તો એક સુંદર અને આનંદપ્રદ વસ્તુ છે. જો મૃત્યુ ન હોય તો મનુષ્યનું જીવન અસહ્ય થઈ જાય. ઈંગ્લેન્ડના એક ડોક્ટરે પરીક્ષણ કરીને પોતાની નોંધપોથીમાં લખ્યું હતું –'Japs are right, death is lovely.' અર્થાત્ 'જાપાનીઓ ઠીક કહે છે, મૃત્યુ અતિ સુંદર છે.' મૃત્યુ શું છે ? જો મૃત્યુના સ્વરૂપને ઠીક રીતે સમજી લેવામાં આવે તો પછી મૃત્યુ કષ્ટદાયક અને ડરામણું નહિ લાગે. હિન્દીના પ્રખ્યાત કવિ બાલકૃષ્ણ શર્મા (નવીન) ઠીક જ કહે છે –

**ન જન્મ કુછ ન મૃત્યુ કુછ, બસ ઈતની સિર્ફ બાત હૈ.**
**કિસી કી આંખ ખુલ ગઈ, કિસી કો નીંદ આ ગઈ.**

સંયોગનું નામ જન્મ અને વિયોગનું નામ મૃત્યુ છે. આકાર–પ્રકાર અને રૂપ બદલવાનું નામ મૃત્યુ છે. મૃત્યુ તો જેમ જૂનાં કપડાં ઉતારીને નવાં ધારણ કરીએ અથવા એક ઓરડામાંથી બીજામાં જઈએ એના જેવું છે. મૃત્યુ ઘડપણ રૂપી કષ્ટ અને થાકથી મુક્ત કરી મનુષ્યમાં નવીન જન્મ રૂપી નવજીવન, નવી શક્તિ અને નવી ચેતનાનો સંચાર કરાવે છે.

પ્રાચીન ઋષિમુનિઓ તો મૃત્યે માટે એવું સમજતા કે જાણે ગુરુના ઘરે જવું. તેઓ મૃત્યુનું સ્વાગત કરતા અને કામના કરતા કે –

**જા મરને સે જગ ડરે, મેરે મન આનંદ,**
**કબ મરિયે કબ પાઈયે, પૂરણ પરમાનંદ.**

મૃત્યુ બહુ જ મોટો ગુરુ છે. એ ગુરુનો ઉપદેશ સાંભળો અને મૃત્યુંજય પદ પ્રાપ્ત કરો. ત્યારે જ વેદના શબ્દોમાં કહી શકશો –

**મૃત્યોરહં બ્રહ્મચારી.** – અથર્વ. ૭.૧૧૩.૩

અર્થાત્ 'હું મોતનો બ્રહ્મચારી છું.'

# ૫૩. મધુર ભાષણ

**मधुमतीं वाचमुदेयम्।** – અથર્વ. ૧૬.૨.૨

(मधुमतीम्) મીઠી (वाचम्) વાણી (उदेयम्) બોલું.

મીઠાં વચનથી સૌને સુખ મળે છે, સૌ પ્રસન્ન અને સંતુષ્ટ થાય છે. મીઠું બોલવું એ વશીકરણ મંત્ર છે. માટે હંમેશાં મીઠાબોલા બનો. સૌની સાથે મધુર વ્યવહાર કરો !

મધુર ભાષણ કામધેનુ સમાન છે. એ કામનાઓ પૂરી કરે છે, યશ અને કીર્તિ વધારે છે. મીઠું બોલનારાઓને આ સંસારમાં સુખ મળે છે, અને મૃત્યુ પછી તેઓ સ્વર્ગ (સુખ–વિશેષ) મેળવે છે. મધુર ભાષણથી મનુષ્યને જેટલો આનંદ મળે છે, એટલો આનંદ ન તો શીતળ જળ આપી શકે છે, કે ન તો શીતળ છાયા કે ચંદન આપી શકે છે. માટે હંમેશાં મીઠી વાણી બોલવી જોઈએ. એક કવિએ કહ્યું છે –

**ઐસી વાણી બોલિયે, મન કા આપા ખોય,**
**ઔરન કો શીતલ કરે, આપહું શીતલ હોય.**

તુલસીદાસજી કહે છે –

**તુલસી મીઠે વચન સે, સુખ ઉપજે ચહું ઓર,**
**વશીકરણ યહ મંત્ર હૈ, તજ દે વચન કઠોર.**

પ્રભુએ આપણને એક દેવીના રૂપમાં વાણી પ્રદાન કરી છે. પ્રભુ નથી ઈચ્છતા કે આપણે કઠોર વાણી બોલીએ. એક કવિએ સુંદર કહ્યું છે –

**પ્રભુ ચાહતા નહીં સખ્તી બયાન મેં,**
**ઈસલિએ હડ્ડી બનાઈ નહીં જબાન મેં.**

કડવી વાણી ખૂબ જ અનર્થ પેદા કરનારી છે. મર્મભેદી બાણોથી મનુષ્યના હૃદયને એટલો સંતાપ નથી થતો, જેટલો કઠોર વાણીથી થાય છે. શસ્ત્રથી પડેલા ઘાવ ભરાઈ જાય છે, પરંતુ કઠોર વાણીરૂપી શસ્ત્રના ઘાવ રુઝાતા નથી. માટે આંધળા, કાણા, લૂલા, લંગડા અને કદરૂપા પુરુષને પણ એવા કહીને તેમની મજાક ન કરવી જોઈએ. શુષ્ક અને તીખાં વચન મનુષ્યના

મર્મને વીંધી નાખે છે. માટે કડવી તેમ જ તોછડી વાણી કદી ન બોલવી જોઈએ. કોઈ વ્યક્તિ કઠોર બોલે, તોપણ આપણે મીઠું જ બોલવું જોઈએ. કારણ કે –

**ક્ષારં જલં વારિમુચઃ પિબન્તિ તદેવ કૃત્વા મધુરં વમન્તિ,**
**સન્તસ્તથા દુર્જનદુર્વચાંસિ નિપીય સૂક્તાનિ સમુદ્ગિરન્તિ.**

અર્થાત્ ‘વાદળ ખારું પાણી પીએ છે, તેમ છતાં તેને મીઠું બનાવીને વરસાવે છે. આ જ રીતે સજ્જનો દુષ્ટોનાં કઠોર વચન પીને પણ મીઠાં વચન બોલે છે.’

વેદોના શબ્દોમાં – હવા, નદીઓ અને વનસ્પતિઓ મીઠાસ વહેવડાવે છે. રાત્રિઓ અને પ્રભાત મધુરતાસભર છે. સૃષ્ટિના સકળ પદાર્થો મધુરતાનો વ્યવહાર કરે છે. માટે આપણે પણ મધુરતાનો વ્યવહાર કરીએ. હંમેશાં સત્ય, પ્રિય, હિતકારી અને મધુર વાણી બોલીએ.

# ૫૪. નીડરતા

**मा भेर्मा संविक्थाः ।** – યજુ. ૧.૨૩

(मा) નહિ (भेः) ડરીશ (मा) નહિ (संविक्थाः) ગભરાઈશ.

કેટલો સુંદર ઉપદેશ છે વેદમાતાનો – ‘ડરીશ નહિ, ગભરાઈશ નહિ !’

ધાર્મિક પુરુષો પર, ધર્મમાર્ગે ચાલનારાઓ પર વિપત્તિઓ અને મુશ્કેલીઓ આવ્યા જ કરે છે; પરંતુ વીરપુરુષો તેનાથી ડરતા કે ગભરાતા નથી. જેમ સિંહ પ્રચંડ વેગથી વહેતાં પાણીમાં પણ સીધો જ તરે છે, તેમ શૂરવીરો પણ મુશ્કેલીઓ અને સંકટોનો બહાદુરીપૂર્વક સામનો કરે છે. વિઘ્ન–બાધાઓ સાચા વીરપુરુષોને પોતાના માર્ગેથી વિચલિત કરી શકતી નથી, તેઓને પોતાના માર્ગેથી વિમુખ કરી શકતી નથી. કોઈએ સાચું જ કહ્યું છે –

**બાધાએઁ કબ બાંધ સકી હૈં આગે બઢનેવાલોં કો,**
**વિપદાએઁ કબ રોક સકી હૈં મરકર જીનેવાલોં કો.**

વીરપુરુષો મુશ્કેલીઓથી ડરતા નથી. ઈતિહાસ એ વાતનો સાક્ષી છે. મહર્ષિ દયાનંદના માર્ગમાં ન જાણે કેટલી મુશ્કેલીઓ આવી. તેમને અનેક વાર ઝેર

આપવામાં આવ્યું, કેટલીય વાર ઘાતક આક્રમણો કરવામાં આવ્યાં, ઈંટો અને પથ્થરો ફેંકવામાં આવ્યાં, સર્વત્ર તેમનો ઘોર વિરોધ કરવામાં આવ્યો, પરંતુ મહર્ષિજીએ એ બધાંનો બહાદુરીપૂર્વક સામનો કર્યો અને તેઓ પોતાના મિશનમાં સફળ રહ્યા.

વૈદિક સંસ્કૃતિના ખરા ઉપાસક, ગુરુકુળ કાંગડીના સ્થાપક, શુદ્ધિ આંદોલનના ઉગ્ર સંચાલક હુતાત્મા સ્વામી શ્રદ્ધાનંદજીને જ્યારે 'સત્યાર્થ પ્રકાશ' વાંચી ગુરુકુળ ઊભું કરવાનો વિચાર આવ્યો અને તેમણે આ વિચાર જ્યારે બીજા લોકો સમક્ષ મૂક્યો ત્યારે તેમને પાગલ ગણવામાં આવ્યા. પરંતુ તેમણે વિઘ્ન–બાધાઓની ચિંતા કર્યા વગર ગુરુકુળની સ્થાપના કરી તેમણે આ કાર્યમાં અપૂર્વ સફળતા મેળવી. જ્યારે તેમણે શુદ્ધિ આંદોલનના શ્રીગણેશ કર્યા ત્યારે તેમને ખતમ કરી નાખવાની કેટલીય ધમકીઓ આપવામાં આવી, પરંતુ તેઓ પોતાના માર્ગેથી જરાય વિચલિત ન થયા.

આર્યવીરો ! જો તમારામાં ધીરજ હશે, તો પછી એવું કોઈ કામ નથી, જે તમે કરી ન શકો, એવી કોઈ ઊંચાઈ નથી, જ્યાં તમે ચઢી ન શકો, એવું કોઈ સ્થાન નથી, જ્યાં તમે પ્રવેશી ન શકો. જો તમે કોઈ વાત પર નિશ્ચય કરીને દૃઢ થઈ ગયા, તો તમે સમસ્ત સંસારને હલાવી શકો છો. પ્રભુએ મુશ્કેલીઓનો સામનો કરવા માટે તમને બે ભુજાઓ આપી છે, હૃદયમાં અદમ્ય ઉત્સાહ અને આત્મામાં શક્તિ ભરી છે; માટે ડરો નહિ, ગભરાઓ નહિ. ભય, દુઃખ, મુશ્કેલીઓ, અડચણો અને બાધાઓનો હિંમતભેર સામનો કરો. કારણ કે –

**નહીં જો ખાર (કાંટા) સે ડરતે, વહી ઉસ ગુલ (ફૂલ) કો પાતે હૈં.**

જીવનસંગ્રામમાં ડરશો નહિ, ગભરાશો નહિ; પરંતુ ધીરજ ધારણ કરી આગળ ને આગળ ધપતાં રહો.

# ૫૫. આળસુ અને નિરર્થક ગપસપ કરનાર ન બન

**मा नो निद्रा ईशत मोत जल्पिः।** – ઋ. ૮.૪૮.૧૪

(नः) અમારી ઉપર (मा) ન તો (निद्रा) આળસ (ईशत) શાસન કરે (उत) અને (मा) ન (जल्पिः) બકવાસ.

આ સૂક્તિમાં પરમાત્માએ એક સુંદર ઉપદેશ આપ્યો છે કે, આળસ અને બકવાસ તમારા ઉપર શાસન ન કરે. તમે આળસ અને બકવાસને આધીન ન થાઓ; કારણ કે આ કુટેવો તમામ દુર્ગુણોની જનની છે.

આળસ મનુષ્યની ઉન્નતિમાં સૌથી મોટું નડતર છે. આળસને લીધે મોટા ભાગે નુકસાન વેઠવું પડે છે. આ વિશે એક સુંદર કથા છે. જોકે એ છે તો બિલકુલ ખોટી કથા, પરંતુ તથ્યથી ભરપૂર છે.

એક ઊંટે બ્રહ્માજીની આરાધના કરી. બ્રહ્માજી પ્રસન્ન થઈ ગયા. તેમણે ઊંટને કહ્યું : 'વરદાન માંગ !' પરંતુ ઊંટ હતો બિલકુલ આળસુ. તેણે કહ્યું : ' બ્રહ્માજી ! મારી ડોક એક યોજન લાંબી કરી દો, જેથી હું એક જ જગ્યાએ બેઠો બેઠો બહુ જ દૂરનો ખોરાક પણ પ્રાપ્ત કરી શકું.' બ્રહ્માજી તો 'તથાસ્તુ' કહીને ચાલી નીકળ્યા.

એકવાર કેટલાય દિવસ સુધી વરસાદ ચાલુ રહ્યો. ઊંટે પોતાની ગરદન એક દરમાં નાખી. એ દર હતો એક શિયાળનો. વરસાદને કારણે તેને પણ ખોરાક મળ્યો નહોતો. આથી તેણે ઊંટની ગરદન કાપી નાખી. આ છે આળસનું પરિણામ !

આળસુ વ્યક્તિ આળસને વશ થઈ પોતાનું કાર્ય કરવાનું ટાળે છે. કાર્ય ટાળવું એ અસમર્થતા અને આળસ પ્રગટ કરે છે, અને આ આળસ ન જાણે ક્યા મનુષ્ય ઉપર આક્રમણ કરી દે; કારણ કે –

**આલસ્યં હિ મનુષ્યાણાં શરીરસ્થો મહાન્ રિપુઃ.**

અર્થાત્ 'આળસ જ મનુષ્યના શરીરની અંદર બેઠેલો મહાન શત્રુ છે.' માટે આળસ અને પ્રમાદ છોડી કર્મઠ અને સ્ફૂર્તિલા બનો. આળસ છોડી દરેક કાર્ય સમયસર કરો. આ જ છે સફળતાની ચાવી !

બકવાસ કરવો અર્થાત્ વ્યર્થ વાર્તાલાપ કરવો એ પણ એક વિનાશકારી દોષ છે. નકામો બકવાસ કરવામાં બહુ બધો અમૂલ્ય સમય નષ્ટ થઈ જાય છે, વિચાર દૂષિત થાય છે, અને ક્યારેક ક્યારેક તો લડાઈ–ટંટા પણ થઈ જાય છે. બકવાદી માણસ કંઈ જ ઉન્નતિ કરી શકતો નથી. તે પોતાનો સમય તો નષ્ટ કરે જ છે, પરંતુ સાથે સાથે બીજાનો સમય પણ બરબાદ કરે છે.

માટે મિતભાષી બનો અને મૌનનો અભ્યાસ કરો. ઓછું બોલવાથી – જરૂર જેટલું જ બોલવાથી તથા મૌન રહેવાથી મનુષ્યની કીર્તિ ફેલાય છે. ચાર પ્રકારના દોષ ધરાવતો મનુષ્ય પરમાત્માને પ્રાપ્ત કરી શકતો નથી. એમાંનો એક દોષ બકવાસ પણ છે. પ્રભુપ્રાપ્તિ માટે, સાધના માટે બકવાસ કરવાની ટેવનો ત્યાગ કરો.

જો તમે તમારું ભલું ઇચ્છતા હો, તમારી કીર્તિ ઇચ્છતા હો, તો આળસ અને બકવાસ છોડી ઉદ્યમી અને મિતભાષી બનો.

## ૫૬. મનુષ્ય બન

**मनुर्भव।** – ઋ. ૧૦.૫૩.૬

(मनुः) મનુષ્ય (भव) થા, બન.

વેદ સાર્વભૌમ માનવધર્મનો ઉપદેશ આપે છે. આ સૂક્તિમાં ભગવાને મનુષ્યને ઉપદેશ આપ્યો છે : 'તું મનુષ્ય બન.' જે મનનશીલ હોય, વિવેકશીલ હોય, તેને જ 'મનુષ્ય' કહેવામાં આવે છે. નિરુક્તકાર મહર્ષિ યાસ્કના મંતવ્ય અનુસાર પણ **'मत्वा कर्माणि सीव्यति'** અર્થાત્ જે મનનપૂર્વક કર્મ કરે તેને મનુષ્ય કહેવામાં આવે છે. મહર્ષિ દયાનંદ સરસ્વતી લખે છે –

**'મનુષ્ય તેને જ કહેવો કે જે મનનશીલ થઈને અન્યોનાં સુખ અને દુઃખ તથા હાનિ અને લાભને સ્વાત્મવત્ સમજતો હોય, જે બળવાન અન્યાયકારીથી પણ ન ડરતો હોય, અને નિર્બળ ધર્માત્માથી પણ ડરતો રહે; એટલું જ નહિ, બલ્કે પોતાના સર્વ સામર્થ્યથી જે ધર્માત્માઓની – ચાહે તેઓ મહા અનાથ, નિર્બળ અને ગુણરહિત પણ કેમ ન હોય – રક્ષા, ઉન્નતિ અને તેઓની સાથે પ્રિય આચરણ કરતો હોય, તથા અધર્મી – ચાહે તે ચક્રવર્તી, સનાથ, મહા બળવાન તથા ગુણવાન પણ કેમ ન હોય – તોપણ તેનો નાશ, અવનતિ અને તેની સાથે અપ્રિય આચરણ સદા કર્યા કરતો હોય, અર્થાત્ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી અન્યાયકારીઓના બળની હાનિ અને ન્યાયકારીઓના બળની ઉન્નતિ સર્વથા કરતો હોય.'**

– 'સત્યાર્થપ્રકાશ', સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ

આજે માનવ દાનવ બની ગયો છે. માનવ જ માનવનો દુશ્મન બની ગયો છે. એક દેશ બીજા દેશને હડપ કરી જવા માંગે છે. એક ભાઈ બીજા ભાઈના લોહીનો તરસ્યો છે. આ દાનવતાને કારણે સમગ્ર સંસારમાં અશાંતિ ફેલાયેલી છે. પશુતા ખુલ્લંખુલ્લા તાંડવ નૃત્ય કરી રહી છે. આ વાત નીચેની ઘટના દ્વારા સુપેરે પ્રગટ થાય છે –

એક વરુ એક ઘેટાને ઉઠાવીને લઈ જઈ રહ્યું હતું. એક માણસને દયા આવી અને તેણે એ ઘેટાને વરુના પંજામાંથી બચાવી લીધું અને તેને પોતાના ઘરે લઈ ગયો. પરંતુ આ જ માણસ રાતે છરીની ધાર સજાવી એ ઘેટાની ગરદન પર ફેરવવા લાગ્યો. એ જોઈ ઘેટાનો આત્મા દુઃખી થઈને તેને ધિક્કારવા લાગ્યો કે, 'અરે ઓ નિર્દયી મનુષ્ય ! તેં મને વરુથી તો બચાવ્યું હતું, પરંતુ હવે તું જ મને મારીને ખાઈ જવા માટે તૈયાર થઈ ગયો ! આખરે તું પણ તો વરુ જ નીકળ્યો ! તારા અને વરુમાં ફક્ત એટલો જ ફરક છે કે તું આકૃતિથી તો મનુષ્ય છે, પરંતુ સ્વભાવથી તો વરુ જ છે.'

વાસ્તવમાં આજે સંસારમાં વધારે સંખ્યા એવા લોકોની જ છે, જેઓ આકૃતિમાં તો મનુષ્ય છે, પરંતુ સ્વભાવથી પશુ છે. માટે વેદ કહે છે : **મનુર્ભવ**.

આજે સંસારમાં જુદા જુદા સંપ્રદાયો મનુષ્યોને પોતપોતાના સંપ્રદાયમાં ખેંચવા માટે પ્રયત્નો કરે છે, પરંતુ જે સુખ, જે રસ અને જે આનંદ મનુષ્ય બનવામાં છે, તે કોઈ એક સંપ્રદાયના અનુયાયી બનવામાં ક્યાં છે ? સંપ્રદાયના અનુયાયીઓ ફક્ત પોતાના જ સંપ્રદાયવાળાઓને પ્રેમ કરે છે અને બીજા મનુષ્યોને કાફર કે અધર્મી સમજે છે, પરંતુ મનુષ્ય જો 'મનુષ્ય' બની જાય તો આખો સંસાર તેનો પરિવાર બની જાય છે, બધાં સાથે તેને મિત્રતા અને પ્રેમ થઈ જાય છે. જો મનુષ્ય દાનવતા છોડી સાચા અર્થમાં 'મનુષ્ય' બની જાય તો સંસારમાં સુખ અને આનંદનું સામ્રાજ્ય ફેલાય જાય; સંસાર સુખધામ અને શાંતિનિકેતન બની જાય. માટે સાચા મનુષ્ય બનો.

વેદ અનુસાર મનુષ્ય બનવાનાં સાધન છે : પ્રકાશનું – જ્ઞાનનું અનુસરણ, જ્ઞાનીઓની પાછળ ચાલવું, પ્રકાશના માર્ગોનું રક્ષણ કરવું, અને શંકારહિત કર્મ કરવાં અર્થાત્ ચોરી, જુગાર, વ્યભિચાર વગેરે પાપકર્મોથી દૂર રહેવું.

# ૫૭. સૂર્યનું અનુસરણ

**अहं भूयासं सवितेव चारुः ।** – અથર્વ. ૧૩.૧.૩૮

(अहम्) હું (सविता इव) સૂર્યની જેમ (चारुः) સુંદર (भूयासम्) બનું.

આ સૂક્તિમાં એક કુમારની આકાંક્ષા છે કે, હું સૂર્ય જેવો સુંદર, ચમકતો, યશસ્વી, તેજસ્વી અને વર્ચસ્વી બનું. સૂર્યની જેમ તેજસ્વી અને યશસ્વી બનવા માટે તમે સૂર્યના ગુણો તમારા જીવનમાં ધારણ કરો; તમે અખિલ ભૂમંડળમાં સૂર્યની જેમ જરૂર ચમકશો.

જેમ સૂર્ય બહુ જ ઊંચો છે, તેમ આપણા જીવનનું ધ્યેય પણ ખૂબ જ ઊંચું હોવું જોઈએ. મનુષ્યનું ધ્યેય જેટલું મહાન અને ભવ્ય હશે, તે એટલો જ વધારે પ્રયત્ન કરતો કરતો નિરંતર આગળ વધશે અને ઉન્નતિ પામશે.

સૂર્યમાં સાત રંગ છે, આપણે પણ પોતાની ઉન્નતિ માટે જીવનમાં સાત 'સ' ધારણ કરવા જોઈએ. આ સાત 'સ' આ મુજબ છે : સ્નાન, સંધ્યા, સ્વાધ્યાય, સદાચાર, સત્ય, સેવા અને સંયમ. જો જીવનમાં આ સાત 'સ' આવી જાય તો પછી મનુષ્યની ઉન્નતિમાં કશું જ બાકી ન રહે. વિશ્વના બધા જ મહાપુરુષોનાં જીવનમાં તમને આ સાત 'સ'ની છટા જ દૃષ્ટિગોચર થશે. માટે તમે પણ તમારા જીવનમાં આ સાત 'સ'ને ધારણ કરવાનો પ્રયાસ કરો.

સૂર્ય પ્રકાશ આપે છે. સૂર્યથી પ્રેરણા મેળવી તમે પણ પ્રકાશમાં – જ્ઞાનમાં રહેતા શીખો, અજ્ઞાન–અંધકારથી દૂર રહો. અંધકારમાં રહેવાથી વિવિધ જાતના રોગ ઉત્પન્ન થાય છે. અંધારું તો ચોર અને ડાકુઓને વહાલું હોય છે, મનુષ્યને નહિ; માટે વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત કરી, સંસારમાંથી અવિદ્યા–અંધકારનો નાશ કરી જ્ઞાનનો પ્રકાશ ફેલાવો.

સૂર્ય સમય પર જ ઊગે છે અને સમય પર જ આથમે છે. આપણો પણ જાગવાનો તથા સૂવાનો સમય નિશ્ચિત હોવો જોઈએ. આળસુ બનીને પડ્યા ન રહેવું જોઈએ; કારણ કે ચોર, ડાકુ વગેરેને તો સુધારી શકાય છે, પરંતુ આળસુ વ્યક્તિને સુધારી શકાતી નથી.

સૂર્ય આકર્ષણનું કેન્દ્ર છે. આપણે પણ સેવા, સુશીલતા, સજ્જનતા તથા સદાચાર વગેરે શુભ ગુણો દ્વારા આકર્ષણના કેન્દ્ર બનવું જોઈએ.

સૂર્ય સ્વયં પવિત્ર છે, અને બીજાઓને પણ પવિત્ર કરે છે. આપણે પણ મન, વચન અને કર્મથી સ્વયં પવિત્ર બનીએ અને આપણા સંપર્કમાં આવનારાઓને પણ પવિત્ર બનાવીએ.

જો આપણે સૂર્યના આ ગુણો આપણા જીવનમાં ધારણ કરીને એ પ્રમાણે આચરણ કરીશું તો આપણે વેદમાતાના શબ્દોમાં કહી શકશું કે –

**અહં સૂર્ય ઈવાજનિ.** – સામ. ૧૫૨

અર્થાત્ 'હું સૂર્યવત્ – સૂર્યની જેમ ચમકી ગયો છું.'

## ૫૮. ઘડપણ પહેલાં ન મરીશ

**मा पुरा जरसो मृथाः।** – અથર્વ. ૫.૩૦.૧૭

(जरसः) ઘડપણ (पुरा) પહેલાં (मा) ન (मृथाः) મરીશ.

અમીર–ગરીબ, દીન–દુઃખી, રોગી–દુર્બળ, લૂલા–લંગડા – સંસારનું કોઈ પણ પ્રાણી મરવા નથી માંગતું. બધાં જ ઈચ્છે છે કે મોત આપણાથી દૂર રહે અને આપણે જીવતાં જ રહીએ. પરંતુ સંયોગની સાથે વિયોગ અને જન્મની સાથે મૃત્યુ તો નિશ્ચિત છે. તેને કોઈ ટાળી શકતું નથી. હા, ઘડપણ આવે તે પહેલાં ન મરવું જોઈએ; કારણ કે વેદની આજ્ઞા છે : 'ઘડપણ પહેલાં ન મરીશ !' જેમ અસત્ય બોલવું પાપ છે, તેમ ઘડપણ આવે તે પહેલાં મરી જવું એ પણ પાપ છે. ટૂંકમાં, શરીરને બચાવવું એ આપણું કર્તવ્ય છે.

ભગવાને એવો નિયમ નથી બનાવ્યો કે બાપની સામે – બાપની હયાતીમાં તેનો દીકરો કે દીકરી મૃત્યુના મુખમાં ધકેલાઈ જાય, બાપની નજર સમક્ષ મૃત્યુ તેના સંતાનને ભરખી જાય. ભગવાન તો કહે છે : **'આયુષ્માન્ જીવઃ'** અર્થાત્ 'હે જીવાત્મા ! તું આયુષ્માન્ બન !'

પરમાત્માએ બનાવેલા નિયમોનું ઉલ્લંઘન કરવાથી વહેલું મૃત્યુ થાય છે. પ્રભુના નિયમોને તોડીને કોઈ પણ મનુષ્ય સો વર્ષ સુધી જીવી શકતો નથી. મૃત્યુ કેમ થાય છે, એ વિશે મહર્ષિ મનુએ ખૂબ જ સુંદર લખ્યું છે :

**અનભ્યાસેન વેદાનાં આચારસ્ય ચ વર્જનાત્,**
**આલસ્યાદન્નદોષાચ્ચ મૃત્યુર્વિપ્રાંજિઘાંસતિ.**

– મનુસ્મૃતિ : ૫.૪

અર્થાત્ 'વેદો ન ભણવાથી, આચારનું પાલન ન કરવાથી, આળસ અને અન્નના – આહારના દોષોને કારણે મૃત્યુ થાય છે.'

ઘડપણ પહેલાં ન મરવું હોય તો વેદોનું અધ્યયન કરો, સદાચારી અને ઉદ્યમી બનો, તથા ઉત્તમ ખોરાકનું સેવન કરો. તો જ તમે ઘડપણ સુધી મૃત્યુને દૂર મારી ભગાડી શકશો.

**લાંબા આયુષ્ય માટે આટલું કરો :**

(૧) સૂર્યોદય પહેલાં વહેલા ઊઠો.

(૨) નિયમિત વ્યાયામ, આસન અને પ્રાણાયામ કરો.

(૩) હિત, મિત અને ઋત–ભોજી બનો અર્થાત્ હિતકારી પદાર્થો, થોડી માત્રામાં તથા ઋતુ અનુસાર ખાવ.

(૪) સાચા પરમાત્માની સંધ્યા–ઉપાસના કરો.

પ્રભુના નિયમો અનુસાર આચરણ કરી મૃત્યુને દૂર હડસેલો. રાત–દિવસ મૃત્યુની રટ ન લગાવ્યા કરો. મૃત્યુ પામેલાઓને યાદ કરી કરીને તમારા હૃદયને ક્લેશ ન પહોંચાડશો. મૃત્યુનું વારંવાર ધ્યાન કરવાથી લાંબુ આયુષ્ય પ્રાપ્ત કરવામાં બાધા પડે છે; જીવન જલદી સમાપ્ત થઈ જાય છે, અને હૃદયકમળ કરમાઈ જાય છે; માટે રાત–દિવસ મૃત્યુનું ધ્યાન ન કર્યા કરો.

પ્રભુના નિયમો પર ચાલવાથી તમારામાં એવી શક્તિ, એવું સામર્થ્ય અને એવું બળ આવશે કે તમે મૃત્યુને પણ ઠોકર લગાવી શકશો, મૃત્યુને પણ એક બાજુ ધકેલી શકશો, અને તમે ઘડપણ પહેલાં નહિ મરો.

# ૫૯. જીવનથી જીવન

**अग्निनाग्निः समिध्यते।** – સામ. ૮૪૪

(अग्निना) અગ્નિથી (अग्निः) અગ્નિ (सम् इध्यते) પ્રકટે છે.

વેદની આ સૂક્તિ આપણને એક સુંદર ઉપદેશ આપી રહી છે. અગ્નિથી અગ્નિ પ્રકટે છે, જીવનથી જીવન પ્રકાશિત થાય છે, પ્રેમથી પ્રેમ વધે છે, અને વેરથી વેર વધે છે.

જો તમે બીજાનું નિર્માણ કરવા ઈચ્છતા હો તો પ્રથમ તમારે તમારા પોતાના જ જીવનમાં ક્રાંતિ પેદા કરવી પડશે, તમારી જાતને પ્રથમ ચુંબકીય બનાવવી પડશે, તમારા જીવનમાં કશીક વિશેષતા ઊભી કરવી પડશે; પછી જ બીજાનો સુધાર અને ઉદ્ધાર થઈ શકશે. એક સળગતો દીવો લાખો બુઝાઈ ગયેલા દીવાઓને પ્રકટાવી શકે છે, પણ બુઝાઈ ગયેલા લાખો દીવા સાથે મળીને પણ એક દીવાને પ્રકટાવી શકતા નથી. જેમાં જીવનની જ્યોત પ્રજ્વલિત હોય એવો એક જ મહાપુરુષ લાખો મનુષ્યોને જીવન–જ્યોત પ્રદાન કરી શકે છે, તેમને સન્માર્ગ બતાવી શકે છે, અને તેમનાં જીવનમાં રોશની પ્રકટાવી શકે છે.

જે વ્યક્તિ પોતે જ શાંત ન હોય તે બીજાને શી રીતે શાંતિ આપી શકે ? જેને પોતાને જ તરતાં ન આવડતું હોય તે બીજાને શી રીતે તરતાં શીખવી શકે ? જે પોતે જ અવિદ્વાન છે, તે બીજાને શી રીતે જ્ઞાની બનાવી શકે ? જે પોતે જ આળસુ, પ્રમાદી અને બકબક કરનાર છે, તે બીજાને ઉદ્યમી અને મિતભાષી શી રીતે બનાવી શકે ? બીજાને શાંતિ આપો તે પહેલાં સ્વયં શાંત બનો. બીજાને તરતાં શિખડાવો તે પહેલાં સ્વયં તરતાં શીખો. બીજાને જ્ઞાની બનાવતાં પહેલાં સ્વયં જ્ઞાની બનો.

મર્યાદા પુરુષોત્તમ શ્રીરામ, યોગેશ્વર શ્રીકૃષ્ણ, મહર્ષિ દયાનંદ, હુતાત્મા સ્વામી શ્રદ્ધાનંદ, મહાત્મા હંસરાજ વગેરેની માફક પહેલાં સ્વયં પ્રકાશસ્તંભ બનો, પરવાના તો પોતાની મેળે ચાલ્યા આવશે. પહેલાં તમે સ્વયં શક્તિ અને આકર્ષણના કેન્દ્ર બનો, લોકો આપમેળે તમારી તરફ ખેંચાઈને ચાલ્યા આવશે. કોઈએ સાચું જ કહ્યું છે : 'When a flower opens, bees come to it uninvited.' અર્થાત્ 'જ્યારે ફૂલ ખીલે છે, ત્યારે મધમાખીઓ એની તરફ પોતાની મેળે જ ચાલી આવે છે.'

મહર્ષિ દયાનંદનું જીવન–પુષ્પ વિકસિત થયું એટલે મહાત્મા મુંશીરામ (સ્વામી શ્રદ્ધાનંદ), ગુરુદત્ત વિદ્યાર્થી, આર્ય મુસાફિર પં. લેખરામ, મહાત્મા હંસરાજ, લાલા લજપતરાય, લાલા સાંઈદાસ વગેરે મધમાખીઓ સ્વયં તેની ચોતરફ ફરવા લાગી. માટે પહેલાં પોતે તેજસ્વી, વર્ચસ્વી અને સદાચારી બનો; પછી બીજાને

તેજસ્વી, વર્ચસ્વી અને સદાચારી બનાવો. પહેલાં સ્વયં શુદ્ધ – પવિત્ર બનો, પછી બીજાને તેવા બનાવો. પહેલાં સ્વયં કુમાર્ગ છોડો, પછી બીજાને કુમાર્ગ છોડાવો. પહેલાં સ્વયં ઉદાર બનો, પછી બીજાને ઉદાર બનાવો. પહેલાં પોતે મહાન બનો, પછી બીજાને મહાન બનાવો. તમે પોતે પણ ચમકો અને બીજાને પણ ચમકાવો; કારણ કે જીવનથી જ જીવન રોશન થાય છે, દીવાથી જ દીવો પ્રકટે છે.

# ૬૦. બળવાન બનો

**आ वृषायस्व ।** – અથર્વ. ૬.૧૦૧.૧

(आ वृषायस्व) બળવાન બનો.

વેદની આ સૂક્તિમાં જીવનને આનંદમય અને ઉચ્ચ બનાવવા માટેનો એક સુંદર ઉપદેશ આપવામાં આવ્યો છે : બળવાન બનો.

સંસારમાં કમજોર માણસ કશુંય કાર્ય કરી શકતો નથી. વિદ્યાભ્યાસ, યોગ, જપ, તપ, વગેરે તમામ કાર્યો માટે બળની ખૂબ જ જરૂર રહે છે. બળ વિજ્ઞાન કરતાં પણ મહાન છે, કારણ કે એક બળવાન માણસ સેંકડો વૈજ્ઞાનિકોને કંપાવી દે છે. પૃથ્વી, આકાશ, પર્વત, મનુષ્ય, પશુ–પક્ષી, વનસ્પતિ, કીટ–પતંગ બધાં જ જડ–ચેતન પદાર્થો બળથી જ પોતપોતાના સ્વભાવમાં સ્થિત છે. માટે જ ઉપદેશ છે – **'બલમુપાસ્વ'** અર્થાત્ બળ પ્રાપ્ત કરો.

**'વીર–ભોગ્યા વસુન્ધરા'** અર્થાત્ 'આ ધરતી વીરો વડે ભોગવવા યોગ્ય છે.' બળવાન વ્યક્તિ જ આ જગતમાં જ્યાં ઈચ્છે ત્યાં નિર્ભય ફરી શકે છે.

ઉત્તર પ્રદેશમાં આવેલા કાસગંજ નગરની વાત છે. એક દિવસ મહર્ષિ દયાનંદ સવારના પહોરમાં જંગલ તરફ ભ્રમણ કરવા નીકળ્યા. થોડે દૂર જતાં જુએ છે કે રસ્તામાં લોકોની ભીડ લાગેલી છે. રસ્તા વચ્ચે બે સાંઢ લગભગ બે કલાકથી પેંતરા બદલી બદલીને લડી રહ્યા છે. આથી રસ્તો સાવ બંધ થઈ ગયો છે. લોકોની ના પાડવા છતાંય સ્વામીજી આગળ વધ્યા અને બંને સાંઢને શિંગડાં પકડીને નોખા પાડ્યા. લોકો તો આશ્ચર્યમાં પડી ગયા અને સ્વામીજીને જોતાં જ રહ્યા. ત્યાં ઊભેલા ચૈનસુખ નામના માણસે પૂછ્યું : 'સ્વામીજી ! સાંઢે તમને શિંગડાં ભરાવ્યાં હોત તો શું કરત ?' સ્વામીજીએ હસતાં હસતાં કહ્યું : 'મારા આ હાથ વડે હું એ સાંઢને એક તરફ હડસેલી દેત !'

તમારી ભુજાઓમાં પણ તમારો રસ્તો કરવાની તાકાત હોવી જોઈએ. એક કવિએ સુંદર કહ્યું છે :

**હે દેવો ! યહ નિયમ સૃષ્ટિ મેં સદા અટલ હૈ,**
**'રહ સકતા હૈ વહી સુરક્ષિત જિસમેં બલ હૈ',**
**નિર્બલ કા હૈ નહીં જગત્ મેં કહીં ઠિકાના,**
**રક્ષા–સાધન ઉસે પ્રાપ્ત હોં ચાહે નાના.**

માટે, બળવાન બનો.

પરંતુ બળવાન બનવાનો એ અર્થ કદાપિ નથી કે તમે શરીરના જ પાલન–પોષણમાં રચ્યાપચ્યા રહો, અને મન તથા બુદ્ધિના વિકાસ તરફ જરાય ધ્યાન ન આપો. તમારો દેહ પથ્થર જેવો સુદૃઢ હોવો જોઈએ, તમારી બુદ્ધિ અસ્ત્રાની ધાર જેવી તીક્ષ્ણ હોવી જોઈએ, અને તમારું મન શુદ્ધ, પવિત્ર અને નિર્મળ હોવું જોઈએ. બળવાન બનવા માટે હંમેશાં વ્યાયામ કરો. વ્યાયામ કરવાથી શરીરમાં બળ અને શક્તિનો સંચાર થાય છે. બુદ્ધિને તીક્ષ્ણ બનાવવા માટે ઈશ્વરના મુખ્ય નામ 'ઓમ્'નો અર્થસહિત જપ કરો. અને મનને શુદ્ધ તથા પવિત્ર કરવા માટે સ્વાધ્યાય તેમ જ વિદ્વાનોના સત્સંગ કરો.

o o o

# લેખક પરિચય



સ્વામી જગદીશ્વરાનંદજીનો જન્મ ૨૦ જાન્યુઆરી, ૧૯૩૧ના રોજ થયો હતો. તેઓ પંજાબ યુનિવર્સિટીમાંથી 'પ્રભાકર' તથા બી.એ. અને દિલ્હી યુનિવર્સિટીમાંથી સંસ્કૃતમાં એમ. એ. થયા હતા. તેમણે વેદ, ઉપનિષદ્, રામાયણ, મહાભારત, ગીતા, ષડ્દર્શન, નીતિશાસ્ત્ર અને આયુર્વેદ વગેરે અનેક વિષયો પર લગભગ પચાસેક પુસ્તકો લખ્યાં છે. એટલું જ નહિ, તેમણે અન્ય વિદ્વાન લેખકોની અનેક મહત્ત્વપૂર્ણ કૃતિઓ તથા આર્ષ ગ્રંથોને શ્રેષ્ઠ રીતે સંપાદિત કરીને પ્રકાશિત કર્યાં છે. તેઓ નિરંતર સાહિત્ય સૃજન, અનુસંધાન, સમીક્ષા, અનુવાદ, સંપાદન વગેરે કાર્યોમાં જ વ્યસ્ત રહેતા. તેમની કૃતિઓની અનેક વિદ્વાનો તથા પાઠકોએ અત્યંત પ્રશંસા કરી છે. તેમણે ચતુર્વેદ મંત્ર સંહિતા, સામવેદ ભાષ્ય, ષડ્દર્શન, મહાભારત, રામાયણ, ચાણક્યનીતિ દર્પણ, કુછ કરો કુછ બનો, ભારત કી અવનતિ કે સાત કારણ, વૈદિક પ્રશ્નોત્તરી જેવાં અનેક નાનામોટા ગ્રંથો આપ્યા છે. લેખન કાર્ય ઉપરાંત સ્વામીજી એક પ્રભાવશાળી વક્તા પણ હતા. વેદનાં રહસ્યોને અતિ ઉત્તમ રીતે પ્રકટ કરવામાં તેઓ દક્ષ હતા. પાખંડ તથા અંધવિશ્વાસ વિરુદ્ધ ખૂબ જ જોશથી બોલતા હતા. સ્વામીજી નૈષ્ઠિક બ્રહ્મચારી હતા. તેમણે પોતાનું સંપૂર્ણ જીવન વૈદિક ધર્મના પ્રચાર–પ્રસાર અર્થે સમર્પિત કર્યું હતું. તેમના મસ્તિષ્કમાં વૈદિક સાહિત્યના પ્રકાશન સંબંધી મોટી મોટી યોજનાઓ રહેતી અને તેમણે ઉપલબ્ધ સંસાધનો અનુસાર એ દિશામાં ઉત્તમ કાર્ય કરી બતાવ્યું. તેમણે દિલ્હીથી પ્રકાશિત થતા 'વેદપ્રકાશ' માસિકનું સંપાદનકાર્ય આજીવન સંભાળ્યું અને તેના અનેક જ્ઞાનસભર વિશેષાંકો પણ આપ્યા. ૧૬ ફેબ્રુઆરી, ૧૯૭૫ અને વસંતપંચમીના ઐતિહાસિક તથા પાવન પર્વ પર તેમણે પોતાનો અતિ સમૃદ્ધ પરિવાર છોડીને સંન્યાસાશ્રમમાં દીક્ષા લીધી હતી. સંન્યાસમાં દીક્ષિત થયા બાદ તેમણે સૂરિનામ, ગયાના, ટ્રીનિડાડ, હોલેન્ડ, ફીજી, શ્રીલંકા વગેરે દેશોમાં પણ વૈદિક ધર્મની દુંદુભિ બજાવી હતી. તેમના જીવન તથા ઉપદેશથી અનેક લોકો પ્રભાવિત થયા છે. સ્વામીજીનું વ્યક્તિગત પુસ્તકાલય ખૂબ જ વિશાળ હતું. એટલું મોટું ધાર્મિક પુસ્તકાલય દિલ્હીમાં ભાગ્યે જ બીજે ક્યાંય હશે. સ્વામીજી વેદોના વિદ્વાન હતા. તેમણે ઉપનિષદોનું મંથન કર્યું હતું. તેઓ રામાયણ અને મહાભારતના સમાલોચક હતા. મતમતાંતરો પર તેમનું અધ્યયન ગંભીર હતું. તેઓ સિદ્ધાંતોના મર્મજ્ઞ તથા વૈદિક કર્મકાંડના વિશેષજ્ઞ હતા. એ ઉપરાંત તેઓ યોગાભ્યાસી પણ હતા. સ્વામીજીનો સ્વભાવ ખૂબ જ મધુર હતો અને તેઓનું જીવન ખૂબ જ સાદું હતું. તેઓ ખૂબ જ ઉચ્ચ ચારિત્ર્યવાન, કર્મઠ, ઈમાનદાર, મિલનસાર અને વિનોદી હતા. તેમનો અમૃત મહોત્સવ ઓક્ટોબર ૨૦૦૬માં ઋષિમેળાના અવસર પર અજમેરમાં 'પરોપકારિણી સભા' (અજમેર) તથા 'શ્રી ઘૂડમલ પ્રહલાદકુમાર આર્ય ધર્માર્થ ન્યાસ' (હિન્ડોન સિટી)ના સંયુક્ત તત્ત્વાવધાનમાં સંપન્ન થયો હતો. તેમણે ૩૧ જાન્યુઆરી, ૨૦૦૯ અને વસંતપંચમીના રોજ રાત્રિના લગભગ સાડા નવ વાગે દિલ્હીની માતા ચન્નનદેવી હોસ્પિટલમાં અંતિમ શ્વાસ લીધા. વૈદિક સાહિત્યના પ્રકાશન ક્ષેત્રે આપેલી પોતાની અનન્ય સેવાઓ બદલ સ્વામીજીને હંમેશાં યાદ કરવામાં આવશે.

---

● મુખ્ય વિતરક : આર્યસમાજ નવાડેરા -ભરૂચ ●